છઠ્ઠા વર્ષની ભેટ.

# મહિસૂરનો સિંહ.

## પ્રથમ ભાગ.




કર્તા-

સૈયદ હામીદમીયાં કાદરી

ખાનપુર—અમદાવાદ.



પ્રકાશક-સુલેમાન ઈબ્રાહીમ ભરૂચાવાળા.

દાણગરવાડ-અમદાવાદ.

આવૃત્તિ. પ્રત ૧૫૦૦.

કીંમત રૂ. ૧-૪-૦





[illegible] સામે આવેલા ધી અમદાવાદ
[illegible] આર્ટ પ્રેસમાં [illegible] અમદાવાદ [illegible]
[illegible]

# પુર્વસ્થિતિનું વર્ણન.



સમ્રાટ ઔરંગઝેબના ઉત્તરાધિકારીઓ (વારસો) નબળા અને સુખસાધનોના ચાહક હોવાથી સામ્રાજ્યમાં અવ્યવસ્થા ઉત્પન્ન થઇ, સુબાઓ ઉપર રાજ્યકર્તાઓનો જોઇએ તેવો દાબ રહ્યો નહિ. પરિણામ એ આવ્યું કે દુર દેશોના સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. અંગ્રેજોએ લાગ જોઇને, બંગાળા, બિહાર અને ઓડિસા આદિ પ્રાંતો પોતાના કબજામાં લીધા અને તેમ કરીને પોતાનું રાજ્ય સ્થાપ્યું. તેઓ કાંઈ એટલેથી જ અટકયા નહિ, પણ ધીમે ધીમે તેઓ બીજા રાજ્યોના કામોમાં પણ માથું મારવા લાગ્યા અને જો બે રાજ્યો લડતા હોય તો તેઓ તેમાંના એક પક્ષને મદદ કરી તેની પાસેથી રાજ્યનો અમુક ભાગ અથવા અમુક રકમ મેળવવાને ચુકતા નહિ. એ પ્રમાણે તેઓ પોતાના રાજ્યની વૃદ્ધિ કરવા લાગ્યા, બીજી તરફ મરાઠા બળવાન થયા અને દેશમાં ચારે તરફ લુટફાટ કરવા લાગ્યા. તેમની ક્રુરતા અને નિર્દયપણાથી પ્રજામાં ત્રાસ વ્યાપી ગયો. અયોધ્યા અને હયદરાબાદના સુબાઓ પણ સ્વતંત્ર થઈ ગયા. દેશની આવી સ્થિતિ જોઇને એક શુરવિર સૈનિકને પણ રાજા થવાની ઇચ્છા થઇ

આવી. તેણે અંગ્રેજો જેવી યુક્તિ પ્રયુક્તિ અથવા બીજા સૂબાઓની પેઠે કામ લીધું નહિ પણ પોતાના પરાક્રમથી ધીમે ધીમે સૈનિકમાંથી રાજ્યકર્તા થઇ પડયો. અને અંગ્રેજો, નિઝામ, મરાઠા તેમજ અરકાટના નવાબને અનેકવાર સેહ આપી પોતાનું રાજ્ય વધાર્યું અને પોતાનું નામ ઇતિહાસમાં અમર કરી ગયો.

પ્રિય પાઠક! તેં આ શુરવીર યોદ્ધાને ઓળખ્યો? તે બીજા કોઇજ નહિ પણ મહીસુરના સિંહ હૈદરઅલી સુલતાન હતા, તેમના પછી તેમના પુત્ર ટીપુ સુલતાન પણ પોતાના પિતા જેવા બહાદુર નિવડયા.

મહીસુરના સિંહ હૈદરઅલી અને ટીપુ સુલતાન નેપોલિઅન બોનાપાર્ટ અને નાદિરશાહથી પરાક્રમ, રણકૌશલ્ય અને રાજ્યકાર્યમાં જરા પણ ઉતરે તેવા ન હતા. ૪૦ વરસમાં તેમણે જે પરાક્રમ કરી દેખાડયા તે આશ્ચર્યજનક અને તારીફ લાયક હતાં.

હૈદરઅલી સૈનિકથી નાયક, નાયકથી પ્રધાન અને પ્રધાનથી સ્વતંત્ર બાદશાહ થયા, એ તેમની કુશળતાને જ આભારી હતું. પણ મુળમાં તે નાયક હોવાથી બાદશાહના કરતાં નાયકના નામથી તે વધારે પ્રખ્યાત છે.

ટીપુ સુલતાન રાજ્યકુલમાં જન્મેલા હોવાથી તે અને તેમના વંશજ બાદશાહના નામથી પ્રખ્યાત છે.

આ બન્ને મહાન પુરૂષોનું જીવનચરિત્ર લખતાં પહેલાં અમે તેમની જીંદગીના કેટલાક જાણવા જોગ બનાવો વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ, જે અંગ્રેજ ઇતિહાસવેત્તાઓ અને મુખ્યત્વે કરીને લેવિન-બી-બોરિંગ સાહેબના ઇતિહાસ ઉપરથી લેવામાં આવ્યાં છે. બોરિંગ સાહેબ લખે છે કે હૈદરઅલી અને ટીપુ સુલતાનનો ઇતિહાસ અંગ્રેજ તથા ફ્રેંચ બન્નેએ લખ્યો છે, પણ તે બન્નેમાં ઘણો ફેર છે. કેમકે ફ્રેંચ લોકોને તે બન્ને સુલતાનો સાથે ઘાડો

સંબંધ હતો. એટલું જ નહિ પણ તેમણે તે બન્ને રાજ્યકર્તાઓની યથેષ્ટ સેવા બજાવી હતી. આથી ઉલટું અંગ્રેજો હૈદરઅલી અને ટીપુ બન્નેના શત્રુ હતા, તેથી તેઓ તેમની વિરૂદ્ધમાં લખે એ સ્વાભાવિક છે. બોરિંગ સાહેબ, અને બીજા અંગ્રેજ ઇતિહાસકારોના ઇતિહાસો ઉપરાંત તે સમયના બીજા દેશી ઇતિહાસકારોનો પણ આશ્રય અમે લીધો છે.

હૈદરઅલી એક શુરવીર સૈનિક હતા. તે તલવારની પટાબાજી અને તીર મારવામાં ઘણા કુશળ હતા. તે બાળપણથીજ ઘણા સહનશીલ અને મહેનતુ હતા. તે ગમે તેવા ભારે સંકટને પણ ગણકારતા નહિ. જે વખતે શત્રુઓ ઉપર હુમલો કરતા તે વખતે પોતાના પ્રાણની પણ દરકાર કરતા નહિ. પોતાના સરદારની આવી હિંમત જોઇ સૈનિકોની હિમતમાં પણ વધારો થતો. તે ઘણા રણવિશારદ હતા અને તેમની વ્યુહ રચના પણ અદ્‌ભુત હતી. તેમણે રચેલો વ્યુહ કોઇપણ ભેદી શકતો નહિ. વળી તે પોતાના સૈનિકોની પણ સારી કદર કરતા હતા. તેથી સૈનિકો તેમનાથી પ્રસન્ન થઇ તેમને માટે પ્રાણ આપવા પણ તૈયાર થઇ જતા. તેમને ફ્રેંચ સૈનિકો ઉપર પુરેપુરો વિશ્વાસ હતો. જે કોઈ સરદાર કે સૈનિક તેમની આજ્ઞાનો અનાદર કરતો તેને ઘટિત શિક્ષા કરવામાં આવતી. પણ તે અત્યાચારને પસંદ કરતા ન હતા. જ્યારે કોઇ શત્રુ તેમના રાજ્ય ઉપર ચઢી આવતો ત્યારે રાજ્યના બચાવ માટે તે દેશના ફળદ્રુપમાં ફળદ્રુપ ભાગનો નાશ કરવાને ચુકતા નહિ. એવા વિચારથી કે તે દુશ્મનોના હાથમાં ન જાય. જે લોકો તેમની ઇચ્છાને અનુસરીને કામ કરતા તેમને સારાં સારાં ઇનામો આપવામાં આવતાં. આથી સૈનિકો તેમનાથી રાજી રહેતા અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા.

તે મધ્યમ કદના અને શરીરે પાતળા હતા. વારંવાર ચઢાઇઓ કરવાથી તેમનો રંગ તાપથી તવાઇ ગયો હતો. આંખો ઝીણી અને નીચેનો હોઠ કાંઇક મોટો હતો. તે દાઢી—મૂછ રાખતા ન હતા. તે

ઘેરદાર વસ્ત્રો પહેરતા અને માથા ઉપર સુશોભિત પાઘડી પહેરતા હતા. જ્યારે તે કોઈ રાજ્ય ઉપર ચઢાઈ કરતા ત્યારે સફેદ સાટિનનો વેલ–બુટ્ટાવાળો ઝભ્ભો પહેરતા હતા. પાયજામો પણ તેવોજ પહેરતા હતા. પીળા મખમલના જોડા પહેરતા અને સુંદર રેશમી કમરપટો બાંધતા હતા.

તેમની છાવણી અથવા મહેલમાં કોઇપણ માણસ ઘણી સહેલાઇથી તેમની સેવામાં હાજર થઇ શકતો. તે આવનારની સાથે ખુલ્લા દિલથી વાતો કરતા અને પોતાના મિત્રો સાથે હાસ્ય પણ કરતા હતા તેમની મગજશક્તિ એટલી તો તીવ્ર હતી કે એકજ વખતમાં તે ઘણા કામ એક સાથે આટોપી શકતા હતા. તે પ્રજાજનોની અરજીઓ વંચાવી મુનશી પાસે તેમનો જવાબ લખાવતા હતા અને સાથે સાથે જો કાઇ ખેલ તમાશા થતા હોય તો તે પણ જોતા હતા. આ પ્રમાણે બે ત્રણ કામો સાથે કરવા છતાં તે કોઇપણ વાત ઉપર દુર્લક્ષ કરતા નહિ. પોતે ભણેલા નહિ હોવાથી પોતાના મીરમુનશીએ લખેલા પત્રો તે બીજા મુનશી પાસે વંચાવ્યા પછી જ તેના ઉપર મોહર કરતા હતા. સહી કરવામાં માત્ર “ હ ” લખીનેજ ચલાવી લેતા હતા અને એકવાર સાંભળેલી વાત કદી પણ ભુલતા નહિ. જો એકવાર કોઇ સીપાહીને જોઈ લીધો હોય તો તેને આખા આયુષ્ય પર્યંત ભુલતા નહિ. તેમને નાચરંગનો પણ કાંઈક શોખ હતો. સાંજરે તેમની સામે અવનવા તમાશા કરવામાં આવતા અને વખતે વખતે ગાયિકાઓના નાચ મુજરા પણ થતા હતા. તે સૌંદર્યના પરમ ઉપાસક હોવાથી તેમણે અનેક લલિત લલનાઓ સાથે લગ્ન કર્યું હતું, પણ તે એવા વિષયી ન હતા કે વિષયમાં જ રચ્યાપચ્યા રહે અને રાજ્યકાર્ય ઉપર લક્ષ ન આપે.

વાર તહેવારે અને શુભ પ્રસંગોએ દબદબાભર્યા દરબાર ભરવામાં આવતા. તે વખતે સેનાનાયકો અને શુરવીર સૈનિકોને કિંમતી ઈનામો આપવામાં આવતા હતા. તેમની સવારીના ઠાઠમાઠનો

પણ પાર ન હતો. સવારીના અગ્રભાગમાં પાયદળ રાખવામાં આવતું, જેમાં ઘણા યુરોપીયન સૈનિકોનો પણ સમાવેશ થતો હતો પાયદળ પાછળ ૫૦૦ ઉંટ સવારો રાખવામાં આવતા અને તેમની પાછળ હાથીઓનો સમુહ રહેતો હતો, હાથીઓને પણ સુશોભિત ઝુલ, અંબાડી આદિથી શણગારવામાં આવતા હતા. સુલતાનની પાછળ મોરપિછાથી સુસજ્જ થએલ હબશીઓની ટુકડીઓ રહેતી હતી. તેમની પાછળ ઘોડેસ્વારોની ટુકડીઓ રહેતી જેમના હાથમાં ભાલાઓ આપવામાં આવતા હતા. તેમની પાછળ સુંદિર વસ્ત્રો પહેરેલા અમીર ઉમરાવોની ટુકડી રહેતી હતી. તેમની પાછળ “ તોપખાનું ” અને તેની પાછળ કાસદોનું ટોળુ અને તેમની પાછળ ખાસ સેનાધ્યક્ષો અને તેમના પાછળની ટુકડીમાં સુલતાન પોતે એક સુસજ્જીત સફેદ હાથી ઉપર બેઠેલા જોવામાં આવતા હતા.

આ હાથીને બેદનુરના જંગલમાંથી પકડવામાં આવ્યુ હતું. સુલતાનના હાથીની પાછળ બીજા અનેક હાથીઓ રાખવામાં આવતા હતા, જેમના ઉપર શાહી વાવટા લઈ જવામાં આવતા હતા. હાથીઓના ટોળા પાછળ હબશીઓની બે ટુકડીઓ રાખવામાં આવતી હતી. આખા લશ્કરની બન્ને બાજુએ પાયદળ ટુકડીઓ રાખવામાં આવતી કે જેના સૈનિકો સફેદ રેશમી પોશાક પહેરતા હતા અને હાથોમાં ચાંદીના હાથાવાળી બરછીઓ રાખતા હતા. સવારીનો દેખાવ ઘણો રમણીય લાગતો હતો. મુગલ રાજ્યકર્તાઓ સિવાય બીજા કોઈ રાજાની સવારીમાં આવો ઠાઠમાઠ જોવામાં આવતો ન હતો.

બોરિંગ સાહેબ લખે છે કે હૈદરઅલી ઘણા શુરવીર, અનુભવી અને રણકળા વિશારદ સુલતાન હતા. જો કોઇ યુદ્ધમાં પરાજય થતો તોપણ હિંમત હારતા નહિ, તે વચનના સાચા અને પ્રમાણિક હતા. તેમની સત્યતા અને પ્રમાણિકપણું જોઇને અંગ્રેજો પણ દંગ થઈ જતા હતા. તે અંગ્રેજો સાથે અનેક લડાઇઓ લઢયા પરંતુ કોઇપણ યુદ્ધમાં તેમણે દગો કર્યો નથી.

આજે પણ મહીસુરવાસીઓ તેમનું સ્મરણ કરી રહ્યા છે અને તેમના શુરાતનના કામોને અભિમાનપુર્વક સંભારે છે. સુલતાન હૈદરઅલીનું આટલું વર્ણન આપ્યા પછી હવે અમે તેમના શુરવીર પુત્ર **ટીપુ સુલતાન**ની કારકિર્દીના કેટલાક નમુના બતાવીશું.

## ટીપુ સુલતાન.

અમને ઘણો ખેદ થાય છે કે કેટલાક અંગ્રેજ ઇતિહાસકારોએ ટીપુ સુલતાનનો ઇતિહાસ લખવામાં પોતાના પક્ષનો ઘણો પક્ષપાત કર્યો છે, હૈદરઅલીના સમયમાં અંગ્રેજ અને ફ્રેંચોનો સંબંધ એટલો બધો બગડેલો ન હતો. તે વખતે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીમાં એટલી શક્તિ ન હતી કે તે હૈદરઅલી પાસેથી પોતાનું રાજ્ય છીનવી શકે. તે વખતે ફ્રેંચો બળવાન હતા. આથી ઉલટું ટીપુ સુલતાનના જમાનામાં ફ્રેંચો નબળા પડી ચુકયા હતા અને અંગ્રેજો, નિઝામ તથા મરાઠા સાથે મળીને બળવાન થયા હતા. તેમ છતાં અંગ્રેજોને ટીપુ સુલતાનની ઘણી બીક હતી અને ટીપુ સુલતાન પણ તેમને દેશમાંથી હાંકી કાઢવાને પ્રસંગની રાહ જોતા હતા. આથી અંગ્રેજોને ટીપુ સુલતાન સાથે અનેકવાર યુદ્ધ કરવું પડયું અને ટીપુ સુલતાનનો અંત આવ્યા પશ્ચાત તેમણે (અંગ્રેજોએ) તેમના (ટીપુ સુલતાનના) ઇતિહાસમાં ઘણો સુધારો વધારો કર્યો અને સુલતાન ઉપર અત્યાચાર આદિના અનેક આરોપો મૂકયા. એવા હેતુથી કે લોકો તેમનો વાંક ન કાઢે અને તેમની મહીસુર ઉપરની ચઢાઈ તથા ટીપુ સુલતાન સાથેની અયોગ્ય વર્તણુંક ન્યાય પુરઃસર ગણાય.

આ હેતુ પાર પાડવાને માટે કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો કે જેઓ અંગ્રેજ સરકારના જાતભાઈ અને હોદ્દેદાર હતા તેમણે ટીપુ સુલતાનના સદ્દગુણો ઉપર પડદો નાખી તેમને પ્રજા સમક્ષ ખોટા સ્વરૂપમાં રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે.

ઔરંગઝેબ આલમગીરના સંબંધમાં પણ કેટલાક અંગ્રેજ ઇતિહાસકારોએ તેવીજ વર્તણુંક ચલાવી છે.

ટીપુ સુલતાન પણ દક્ષિણના ઔરંગઝેબ જેવા હતા. આ કારણથીજ અંગ્રેજ ઇતિહાસકારોએ તેમનો ઇતિહાસ લખવામાં રાજદ્વારી બુદ્ધિથી કામ લીધું છે.તે ઉપરાંત ટીપુ સુલતાન અંગ્રેજોના કટ્ટા શત્રુ હોવાથી તેઓ તેમના સંબંધમાં પોતાના દીલના ઉભરા કાઢે એ બનવાજોગ છે. કેમકે શત્રુના વખાણ સર્વથા અસંભવિત છે.

અમે ટીપુ સુલતાનનું ટુંક વર્ણન અત્રે આપીએ છીએ.

ઈ. સ. ૧૭૮૬માં ટીપુ સુલતાને " સુલતાન " પદ ધારણ કર્યું અને તેની સાથે અનેક પદવીઓ ગ્રહણ કરી. તે પોતાની " સેના " ને " મુજાહેદીન " ના નામથી સંબોધતા હતા. તેમને કીર્તિ પ્રાપ્ત કરવાની ઘણી લાલસા હતી. તે અમુક રાજ્ય જીત્યા પછી શહેરો અને કસબાઓના નામ બદલી નાખતા હતા. તેમણે એક નવું પંચાંગ કાઢયું હતું.

સુલતાન એક સારા " મુનશી " હતા. તે અરજીઓ ઉપર પોતાને હાથે શેરો કરતા અને પોતાના સરદારો તેમજ સેનાધ્યક્ષોને પોતાને હાથે હુકમ લખી મોકલતા. એટલું જ નહિ પરંતુ ગમે તેવા નજીવા કામ ઉપર જાતે લક્ષ આપતા હતા. વિદ્યા, હુન્નર, વૈદક, વેપાર, ધર્મ આદિ સઘળી બાબતો ઉપર જાતે દેખરેખ રાખતા હતા. સુલતાનમાં આવી આવી યોગ્યતાઓ હોવા છતાં બોરિંગ સાહેબ લખે છે કે—

" સુલતાનના સંબંધમાં આવું કહેવામાં આવે છે, અર્થાત વખાણ કરવામાં આવે છે. પણ કહેવામાં આવે છે તેટલી યોગ્યતા તેમનામાં ન હતી. સુલતાન દરેક વાતમાં માહિતગાર હતા એવી વાતો કહેવામાં આવે છે પણ તે ખાલી વાતો છે. અલબત સઘળી વાતોની માહિતી આર્ચબિશપ એબસેલિનને હતી જેનો હી. સ. ૧૨૦૨ માં અંત આવ્યો. તે પ્રધાનવટું કરી શકતો, લશ્કરને યુદ્ધમાં દોરી શકતો, એટલુંજ નહિ કિંતુ નૌકાધ્યક્ષના કાર્યમાં પણ તે ઘણો કુશળ હતો તેમજ સઘળી જાતના હુન્નરમાં પણ કુશળ હતો. "

અંગ્રેજ ઇતિહાસકારો ટીપુ સુલતાનના કેટલા વિરોધી છે તે અમારા વ્હાલા વાંચકો બોરિંગ સાહેબના લખાણુ ઉપરથી જાણી શકશે. અંગ્રેજ ઇતિહાસકારોની [1]પોકળતાનો એક નમુનો અત્રે બતાવવામાં આવે છે.

---

૧ અંગ્રેજ ઇતિહાસકારોએ ટીપુ સુલતાન ઉપર પણુ ઘણા આરોપો મૂકયા છે એટલું જ નહિ પણુ ટીપુ સુલતાન હિંદુધર્મના શત્રુ છે એવા આરોપો મૂકી મરાઠાઓને પોતાના પક્ષમાં લીધા હતા. હાલ આ બાબતમાં કેટલાક સંશોધકો સંશોધન કરી રહ્યા છે આજથી ૭–૮ વરસ પહેલા મદ્રાસની અમુક સંસ્થાએ ટીપુ સુલતાન વિષે કેટલીક શોધખોળ કરી નીચે પ્રમાણે રીપોર્ટ બહાર પાડયો છે.

## શું ટીપુ સુલતાન હિંદુધર્મની વિરૂદ્ધ હતા?

"મહીસુરની પુરાતન બાબતોની શોધખોળ ખાતાના વડા **મી. નારાસીમાચારીએ** ઇ. સ. ૧૯૧૭ ના એપ્રિલ માસમાં **બેંગલોરની માઇથીક સોસાયટી** સમક્ષ એક ઐતિહાસિક નિબંધ વાંચ્યો હતો, જેમાં અંગ્રેજ ઇતિહાસકારોએ હૈદરઅલી અને ટીપુ સુલતાન વિરૂદ્ધ જે ખોટાં ગપ્પાં માર્યા છે તેનુ ખંડન કરી ઉપર વર્ણવેલા બન્ને સુલતાનોની ઉજ્વળ કારકીર્દિ ઉપર સારો પ્રકાશ પાડયો હતો. યુરોપીઅન ઇતિહાસકારો જણાવે છે કે ટીપુ સુલતાન ઘણા નિર્દય અને ઘાતકી હતા તેના સંબંધમાં મી. **નારાસીમાચારીએ** બોલતાં જણાવ્યું કે શૃગેરી ખાતેના મંદિરોના ગુરૂ ઉપર ઉભય સુલતાનોએ પત્રો લખી તેને હિંદુધર્મના મોટો ધાર્મિક અગ્રેસર તરીકે સ્વીકાર્યો હતો. એટલુંજ નહિ પરંતુ ટીપુ સુલતાને તો તે મહંત ઉપર ૩૦ કાગળો લખ્યાં હતાં. આ ઉપરથી જણાય છે કે તે ધર્માંધ અને ઝનુની હતાજ નહિ. જો તે ધર્માંધ અને ઝનુની હોતતો એક હિંદુધર્મ ગુરૂ ઉપર આ પ્રકારની મહેરબાની કરતજ નહિ. આ પત્રો ઇ. સ. ૧૭૯૧માં લખવામાં આવ્યાં હતાં, જે સમયે અંગ્રેજો પોતાના મિત્ર નિઝામ અને મરાઠાઓ સાથે માઇસોરની રાજ્યધાની તરફ કુચ કરી

બોરિંગ સાહેબે અંગ્રેજ ઇતિહાસકારોનુંજ અનુકરણ કર્યું છે. કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો તાજમહાલના સંબંધમાં પણ તેવુંજ લખે છે. તાજમહાલ શહેનશાહ શાહજહાંએ હિંદી કારીગરોને હાથે તૈયાર કરાવ્યો હતો છતાં કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો એવું બતાવવા માગે છે કે એક ઇટાલીઅન ઇજનેરે તે તૈયાર કર્યું હતું.

ટીપુ સુલતાન ફારસી ભાષા ઘણી સારી રીતે જાણતા હતા. તેમણે અરબી ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો હતો. રમતગમતમા તે નકામો વખત ગુમાવતા નહિ. બહાર મોકલવામાં આવતા કાગળો રજીસ્ટરોમાં નોંધી લેવામા આવતા હતા.

ટીપુ સુલતાને હી. સ. ૧૧૯૯માં પોતાની રાજ્યધાની શ્રીરંગપટ્ટનમાં એક નવો સિક્કો પાડયો.

ટીપુ સુલતાન નિત્ય નોંધ રાખતા હતા. જેમાં રોજ રોજના બનાવો નોંધવામાં આવતા હતા અને તે ઉપરથી તેમણે પોતાની કારકીર્દિને લગતું એક પુસ્તક તૈયાર કર્યું જેનું નામ "ફુતુહાતે ગાઝીયાં" રાખવામાં આવ્યું. મજકુર પુસ્તક ૧૮ પ્રકરણોમાં પુરૂં કરવામાં આવ્યું

---

**રહ્યા હતા. જ્યારે મરાઠાઓએ શૃંગેરીના મંદિરનો નાશ કર્યો અને મૂર્તિનું ખંડન કર્યું ત્યારે મહંતે પોતાના છુપાવવાની જગ્યાએથી ટીપુ સુલતાનને પત્ર લખી મંદિર ફરીથી બંધાવવામાં તેમની પાસેથી નાણાની મદદ માગી. સુલતાને તે માગણીનો સત્વર સ્વીકાર કર્યો અને સ્થાનિક સત્તાવાળાઓને મહંતને મદદ આપવાનું અને તેમનો બચાવ કરવાનું કહેણ મોકલ્યું. આ ઉપરથી જણાય છે કે અંગ્રેજ ઇતિહાસકારો લખે છે તે પ્રમાણે ટીપુ સુલતાન ધર્માંધ અને ઝનુની ન હતા. પણ ઘણા ન્યાયી અને સઘળી પ્રજાને સમાન રાખનારા હતા."**

મુનશી—એચ—ડી.

લેખક. એડિટર. આફતાબે. ઇસ્લામ

હતું અને તેમાં કસરત, અગબળ આદિ સિપાહીઓને ઉપયોગી થઇ પડે એવા વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. તે ઉપરાંત લશ્કરને કેવી રીતે દોરવું, દુશ્મનો ઉપર છાપો કેવી રીતે મારવો, જંગલ અને મેદાનમાં કેવી રીતે લડાઈ કરવી, પોતાનો બચાવ કેવી રીતે કરવો, લડાઇના મેદાનમાંથી કેવી રીતે પાછા ફરવું આદિ ઘણી ઉપયોગી બાબતોને પણ તેમાં સ્થાન આપવામાં આવ્યુ હતુ.

સુલતાને ઇ. સ. ૧૭૯૩માં એક ફરમાન બહાર પાડી પાયદળ-ના પાંચ વિભાગ પાડયા હતા, દરેક વિભાગમાં ૧૩૯૨ સૈનિકો રાખવામાં આવતા હતા. જેમાં ૧૦૫૬ બંદુકવાળા સૈનિકો રાખવામાં આવતા હતા. સરદારોની સંખ્યા પણ સારી હતી. દરેક ટુકડીમાં તીરંદાજોની પણ સારી સંખ્યા રાખવામાં આવતી હતી. જેમને 'જોક''ના નામથી બોલાવવામાં આવતા હતા. તે ઉપરાંત દરેક ટુકડીમાં બબ્બે તોપો રાખવામાં આવતી હતી. હયદળ (ઘોડેસવારો) ના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા હતા. ૧ નિયમિત ટુકડી, ૨ સિલેહદાર. આ ટુકડીના સૈનિકોને ઘોડા પોતાના ખરચે લેવા પડતા હતા. ૩ કઝ્ઝાક અથવા ગારતગર સવાર. આમાંથી પહેલા વિભાગના સૈનિકોને "અસકરી" નામ આપવામાં આવ્યું હતું. સિલેહદાર ટુકડીમાં ૭ હજાર સૈનિકો હતા અને ગારતગર સવારોની સંખ્યા ૮૦૦૦ જેટલી હતી.

સુલતાને જમીન ઉપરની સેના ઉપરાંત દરિયાઈ લશ્કરની પણ જુદી વ્યવસ્થા કરી હતી. ઇ. સ. ૧૭૯૨માં ટીપુ સુલતાને દરિયાઇ લશ્કર કાયમ કરી તેની વ્યવસ્થા કરવા માટે સરદારોની એક સંખ્યા મુકર્રર કરી હતી જેમની સંખ્યા ૧૧ જેટલી હતી. આ પ્રકારના મોટા સરદારોના હાથ તળે બીજા નાના સરદારોને નિમવામાં આવ્યા હતા જેમની સંખ્યા ૩૦ જેટલી હતી. તે ઉપરાંત સુલતાન પાસે ૨૦ મોટા અને ૨૦ નાના મળીને કુલ ૪૦ વહાણો હતાં. પહેલા નંબરની નૌકાઓ ઉપર ૭૨ તોપો રાખવામાં આવતી અને બીજા નંબરના વહાણો ઉપર ૬૨ તોપો, તથા નાના વહાણો ઉપર ૪૬

તોપો ચઢાવવામાં આવતી હતી. તેમણે નૌકાધ્યક્ષ ( દરીઆઇ ફોજના વડા ) પાસે વહાણોનાં પલાન મોકલી તે પ્રમાણે વહાણ તૈયાર કરવાનો હુકમ કર્યો હતો અને વહાણો બાંધવાના લાકડા માટે જંગલો પણ મુકર્રર કર્યાં હતા. આ પ્રમાણે વહાણ તૈયાર થઇ સમુદ્રમાં ફરવા લાગ્યા. પરંતુ તેઓ કાંઇપણ ઉપયોગમાં આવે તે પહેલાં તો સઘળા વહાણો ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના વહાણો સાથે અથડાઇને નાશ પામ્યા.

ટીપુ સુલતાને પોતાના રાજ્યમાં દારૂ વેચવાની બંધી કરી હતી.

ઈ. સ. ૧૭૮૬માં સુલતાને એક ફરમાન બહાર પાડી ગેર–મુસ્લિમ રાજ્યમાં વસતી પોતાની મુસ્લિમ પ્રજાને પોતાના રાજ્યમાં આવી વસવાનું કહ્યું. તે કહેતા હતા કે વિધર્મીઓ કે જેમણે ઇસ્લામ જેવા સાચા ધર્મથી મોઢું ફેરવ્યું છે તેઓ એક દહાડો જરૂર ઇસ્લામનો સ્વીકાર કરશે અથવા તેમને જઝીઆવેરો આપશે. અંગ્રેજો સમજે છે કે મુસ્લિમ રાજ્યકર્તાઓ નબળા પડી ગયા છે. તેથી મુસ્લિમ રાજ્યકર્તાઓએ તેમની સાથે ધર્મયુદ્ધ કરવું જોઇએ. પહેલાં તો આ હુકમ ખાસ મહેસુરમાંજ બહાર પાડવામાં આવ્યો, પણ ધીમે ધીમે તે નિઝામ હૈદ્રાબાદ વિ. મુસ્લિમ રાજ્યોના મુસલમાનોના જાણવામાં પણ આવ્યો અને તેમના ઉપર તેની સારી અસર થઇ. તેમણે દિલ્હીના મુગલ શહેનશાહને પણ તેની એક નકલ[૨] મોકલી.

---

(૨) ટીપુ સુલતાનનું આ કામ એવું હતું કે જેથી સ્વભાવિક રીતે અંગ્રેજ સરકાર ભય પામે. આ પત્રની અંગ્રેજ સરકાર ઉપર ઘણી અસર થઈ અને તે પોતાનો બચાવ કરવાની ફિકરમાં પડી. ટીપુ સુલતાનના ઉપર બતાવેલા ફરમાન વિષે જુદા જુદા પક્ષના ઇતિહાસકારો જુદો જુદો અભિપ્રાય ધરાવે છે અને કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો તો તેનાથી બળીને દગ્ધ થઇ ગયા છે અને તેમણે સુલતાનની વિરૂદ્ધ લખવામાં કાંઇ પણ મણા રાખી નથી. પણ ન્યાયી અને નિષ્પક્ષપાત ઈતિહાસકારોનું કર્તવ્ય એ છે કે કોઈ પણ રાજ્યકર્તા ઉપર કોઇ પણ જાતનો આરોપ મૂકતાં પહેલાં તેની વર્તણુંકને લગતા કારણો તપાસવા જોઇએ. નહિ કે તેના સારાં કામોને છુપાવી તેના

ટીપુ સુલતાનને વારંવાર રણભૂમિમાં જવું પડતું, આ કારણથી તે ઘણો થોડો સમય રાજ્યધાનીમાં ગુજારતા હતા. તેથી તેમની

---

ખરાબ કામોને લોકો સમક્ષ રજુ કરવા જોઇએ. કેટલાક અંગ્રેજ ઈતિહાસકારોએ ટીપુ સુલતાન ઉપર મનગમતા કલ્પિત આરોપો મૂકતાં પહેલાં તેમણે શા કારણથી તેવો હુકમ બહાર પાડયો તેના કારણો તપાસવા હતા. શું તેઓ ટીપુ સુલતાનને ધર્માંધ માને છે? જો એમ હોય તો તે તેમની ભૂલ છે. સુલતાન ધર્માંધ ન હતા એવું ઈતિહાસથી સાબીત થઈ ચુકયું છે. તે સમયે મરાઠાઓએ મુસલમાનો ઉપર જે જુલ્મ ગુજાર્યા હતા, તેથી ટીપુ સુલતાનને એક ઇસ્લામી રાજ્યકર્તા તરીકે તેમના ઉપર ગુસ્સો ચઢયો હતો અને મરાઠાઓ ઉપર વેર લેવાની ઇચ્છા તેમના મનમા જન્મ પામી હતી. તેમજ અંગ્રેજ લોકોથી ઈસ્લામી સલતનતને નુકસાન પહોંચવાનો ભય હોવાથી તેમની વ્યવસ્થા કરવાની સુલતાનને લાગણી થાય એ સ્વાભાવિક છે અને તે પ્રમાણે તે ઈસ્લામી સલતનતને અંગ્રેજોના ભયમાંથી બચાવવાનો ઈરાદો રાખતા હોય તો તેમાં તેમણે ખોટું શું કર્યું? એક ઈસ્લામી સુલતાન તરીકે એ તેમની ફરજ હતી. બોરિંગ સાહેબ લખે છે કે એક સમયે ટીપુ સુલતાને કુર્ગના લોકોના સંબંધમાં એવો હુકમ બહાર પાડયો કે "તમારા લોકોમાં એવો રિવાજ છે કે દરેક કુટુંબમાં સૌથી મોટો ભાઈ લગ્ન કરે છે અને બીજા ભાઇઓ તેની સ્ત્રી સાથે સ્વભાર્યા (પોતાની સ્ત્રી) જેવો વહેવાર રાખે છે. આ ન્યાયે તમારામાં ગેરકાયદેસર બચ્ચાંઓની સંખ્યા વિશેષ છે. આ પ્રકારની વર્તણુંક રાજ્યના કાયદાની વિરૂદ્ધ છે. તે ઉપરાંત તમે ૭ વાર સરકારની વિરૂદ્ધતા કરી છે, પણ હવે જો તમે તે પ્રમાણે કરશો તો તમારા ઉપર કાંઈ પણ જુલ્મ કરવામાં આવશે નહિ, પણ તમને સઘળાને મુસલમાન બનાવી દેવામાં આવશે."

ઉપરના લખાણમાં બોરિંગ સાહેબે ધર્માંધપણાથી કામ લીધું છે. તેમણે એટલો તો વિચાર કરવો હતો કે કુર્ગવાસીઓએ સાત સાત વાર સરકારની વિરૂદ્ધતા કરી, શાહી ફોજને લુંટી છતાં સુલતાને તેમને કાંઈ પણ શિક્ષા કરી નહિ. પણ માત્ર એટલીજ ચેતવણી આપી કે જો હવે તમે તે પ્રમાણે કરશો તો તમને મુસલમાન બનાવવામાં આવશે. આ માત્ર એક ચેતવણીજ હતી. જો કુર્ગવાસીઓ સુલતાનનો મુકાબલો કરે તોજ તેમની સાથે તે પ્રમાણે

ગેરહાજરીમાં રાજ્યની વ્યવસ્થા[3] બીજા અમલદારો કરતા હતા. આથી પ્રજાને કાંઇ અસંતોષ પણ થતો હતો, પરંતુ તેમની ફરીઆદ સુલતાનના કાન સુધી પહોંચતી નહિ. કોર્ટના કાયદા જોઇએ તેવા ન હતા. દરેક ન્યાયાધીશ પોતાની મરજી પ્રમાણે વર્તતો સુલતાનને પોતાના સરદારોમાં પુરો વિશ્વાસ ન હતો. તેમના સ્ત્રી પુત્રોને શ્રીરંગ-પટ્ટનમાં રાખવામાં આવતા હતા. તથા તેમના ઉપર દેખરેખ રાખવા માટે જાસુસો રાખવામાં આવતા હતા. બોરિંગ સાહેબ લખે છે કે "સુલતાન ઘણા ઉગ્ર અને ક્રોધી સ્વભાવના હતા. તે માણસને મારી

---

વર્તવાનું હતુ અને જો તેઓ તેવું વર્તન ન કરેતો કાંઈપણ કરવાનું ન હતું. જો કુર્ગવાસીઓને મુસલમાન બનાવવાનીજ સુલતાનની ધારણા હોતતો આવી ચેતવણી આપવાની કાંઈ પણ જરૂર ન હતી. તે તેમને બળા-ત્કારે પણ મુસલમાન બનાવી શકત—પણ એવી તેમની ધારણા ન હતી તેમણે તો માત્ર કુર્ગવાસીઓને તેવી ચેતવણીજ આપી હતી

મુનશી. એચ. ડી.

૩ દરેક રાજ્યની વ્યવસ્થા રાજાની ગેરહાજરીમાં પ્રધાનોજ કરે છે. તેમજ તે સમયના બીજા રાજ્યકર્તાઓની રાજ્યવ્યવસ્થા તપાસવામાં આવે તે આપણને અવશ્ય સ્વીકારવુંજ પડશે કે તે સમયના બીજા રાજ્યકર્તાઓ કરતાં ટીપુ સુલતાનના રાજ્યની વ્યવસ્થા ઘણી સારી હતી. અલબત સુલ-તાનની પ્રજા પૈકી કેટલાક દુષ્ટો તેમના અદલ ઇન્સાફથી નારાજ હોયતો તે અસંભવિત નથી. પણ તે તેમના કર્તવ્યોનુંજ ફળ હતું. તેમાં સુલતાનને શો દોષ ? સુલતાનની પ્રજાના મોટા ભાગને તેમના ન્યાય સામે ફરીઆદ જેવું કાંઇ પણ ન હતું. તેમના ન્યાયાલયો કાયદાને અનુસરીને ચલાવવામ આવતા હતા. જો એમ કહેવામાં આવે કે ટીપુ સુલતાનના રાજ્ય અમલમ જોઈએ તેવા કાયદા ન હતા તો અમારે કહેવું જોઇએ કે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની શરૂઆતમાં પણ તેવીજ સ્થિતિ હતી. પણ એટલું તો ચોક્કસ છે કે બીજાઓના મુકાબલામાં મહીસુરના ન્યાયાલયોમાં લોકોને યોગ્ય ન્યાય મળતો હતો એટલુંજ નહિ પણ સુલતાનની રાજ્યવ્યવસ્થા પણ ઘણું સારી હતી.બોરિંગ સાહેબ લખે છે કે પ્રજાજનો ન્યાયાધીશો વિરૂદ્ધ સુલતાનને ફરીઆદ કરી શકતા નહિ. જો એ વાતને સત્ય માનીએ તો તે આરોપ

નાખવામાં પાછું ફરીને જોતા સરખા પણ નહિ. નરગુંદની રણભૂમી માંથી લખેલા એક પત્રમાં સુલતાન જણાવે છે કે "જો કિલ્લામાંનું સૈન્ય કિલ્લો તમારે સ્વાધીન ન કરે તો તમારે કિલ્લા ઉપર હુમલો કરવો અને તેમાંના સઘળા સ્ત્રી પુરૂષો અને જાનવરોનો નિર્દયપણે વધ કરવો. માત્ર કાલપંડિતનેજ[૪] બચાવી લેવો."

એક બીજા પત્રમાં સુલતાન કુર્ગના એક સરદારને લખે છે કે— તમે કુર્ગના લોકો ઉપર હુમલો કરો અને બધાને તલવારથી મારી નાખો, અથવા કેદ કરો અને કેદીઓના સ્ત્રીબચ્ચાંઓને મુસલમાન[૫]

---

બીજા રાજાઓ ઉપર પણ મૂકી શકાય. દરેક રાજ્યની પ્રજા ન્યાયાધીશો વિરૂદ્ધ ફરીઆદ કરતાં ડરે છે. તેઓ એમ માને છે કે જો અમે રાજાને ફરીઆદ કરીશું તો ન્યાયાધીશો અમારાથી નારાજ થશે અને અમને શિક્ષા કરશે. આવી બીકને લીધે જો તેઓ રાજાને ફરીઆદ ન કરે તો તેમાં રાજાનો શો દોષ ? શું ચાલુ જમાનામાં તેવા બનાવો બનતા નથી ? પોલીસ ખાતું, જાસુસ ખાતું, ન્યાયખાતું. જયા જુઓ ત્યાં આવા અનેક દાખલાઓ મળી આવશે.

(૪) આ હુકમ ટીપુ સુલતાનનોજ હતો એ બોરિંગ સાહેબ કેવી રીતે પુરવાર કરી શકે છે ? જ્યાં સુધી તેને પુરવાર ન કરી શકે ત્યાં સુધી તેવો આરોપ મિથ્યા છે. સુલતાન સઘળાને મારી નાખવાનો હુકમ આપે અને કાળપંડિતને બચાવવાનું કહે એ કેવી વિચિત્રતા ? જે માણસ જાનવરો ઉપર પણ દયા ન લાવે તે મનુષ્ય ઉપર દયાભાવ કેમ બતાવે ?

મુનશી એચ. ડી.

(૫) કુર્ગના લોકો એવા હતા કે જેમણે વારંવાર સુલતાન સામે બળવો જગાડયો હતો અને ૭ વાર સુલતાનની ફોજોને લુંટી લીધી. તે ઉપરથી સુલતાનને આગળ બતાવ્યા પ્રમાણે કુર્ગવાસીઓને ચેતવણી આપવી પડી. તેમ છતાં તેમણે સુલતાનની ચેતવણી ઉપર કાંઈ લક્ષ આપ્યું નહિ અને પહેલાના જેવીજ વર્તણુંક જારી રાખી. તેથી નાછુટકે સુલતાનને તેવો હુકમ બહાર પાડવો પડયો બોરિંગ સાહેબ લખે છે કે સુલતાને મૂએલાઓને મુસલમાન બનાવવાનો હુકમ આપ્યો. પણ એ કેમ બની શકે ? શું તેઓ જીવતા થઈને ઇસ્લામનો સ્વીકાર કરત ? કદાચ બોરિંગ સાહેબ તેમને જીવતા કરી શકતા હોત તો તે એક જુદી વાત હતી

બનાવો." ત્યાર પછી કિનારાના બળવાના સંબંધમાં સુલતાને **અબ્દુલ્લઝમાંને** લખ્યું કે "૧૦ વરસ પહેલાં ૧૫ હઝાર માણસોને ઝાડો ઉપર લટકાવી મારી નાખવામાં આવ્યા હતા. તે[૬] ઝાડો હજી પણ બીજા ગુન્હેગારોને સંભારે છે. માટે બળવાખોરોને તેજ ઝાડો ઉપર લટકાવીને મારી નાખો.

આગળ જતાં બોરિંગ સાહેબ લખે છે કે કાલીકટના બળવાખોરોના સંબધમાં સુલતાને **ઇરશાદબેગને** લખ્યુ કે "જે બળવાખોરો માર્યા ગયા તેઓ તો ગયા. પણ હવે જેઓ પકડાય તેઓ કાળા હોય કે ગોરા હોય પણ તેમને પકડીને રાજ્યધાનીમાં હાજર[૭] કરવા."

આગળ જતાં બોરિંગ સાહેબ લખે છે[૮] કે સુલતાનનો ક્રૂર

---

૬ સુલતાનને આ વાત જાહેર કરવાની શી જરૂર હતી? વળી દશ વરસ સુધી તે ઝાડ કાયમ રહ્યાં એ વાતની ખાત્રી શી? તેમજ તેજ ઝાડો ઉપર ગુન્હેગારોને લટકાવવાનું શું કારણ? અમે તો આ સઘળી વાતો કલ્પિત સમજીએ છે.

**મુનશી એચ. ડી.**

૭ આ આરોપ બીજા રાજાઓ ઉપર પણ મૂકી શકાય. બળવાખોરોને એવી શિક્ષા કોણ નથી કરતું? ઉલટું ટીપુ સુલતાન તો એટલે સુધી લખે છે, કે જેઓ બચ્યા હોય તેમને મારી નહિ નાખતાં રાજ્યધાનીમાં હાજર કરવા. શું આ પણ અન્યાય કહેવાય? રાજધાનીમાં બોલાવી તેમનો ન્યાય કરવાનો હશે. જો એમ ન હોત તો તેમને ત્યાંજ મારી નાખવાનો હુકમ આપત.

**મુનશી એચ. ડી.**

૮ બોરિંગ સાહેબ પોતાના જાતીય સ્વભાવાનુસાર સુલતાન પ્રત્યે ગુસ્સો બતાવે એ સ્વાભાવિક છે. પણ એક ઇતિહાસકારે તેવો ક્રોધ રાખવો જોઇએ નહિ. તે સમયમાં એવી શિક્ષા સાધારણ હતી.

સ્વભાવ જોઇ માણસને ક્રોધ ચઢે એ સ્વાભાવિક છે. પણ કેદીઓ સાથેની તેમની વર્તણુક તો વૈરભાવ ઉત્પન્ન કરે તેવી હતી. ટીપુ સુલતાન કેદીઓનો શિરોચ્છેદ કરવામાં પાછી પાની કરતા નહિ અથવા તેમને ઝેર આપવામાં કે તેમને ફાંસી ચઢાવવામાં તે પાછું ફરીને જોતા નહિ. અંગ્રેજ સૈનિકો મોટા ભાગે સુલતાનના વૈરનો ભોગ થઇ પડતા હતા. મેંગલોરની સંધિ પછી તેમણે કેદીઓને છુટા કર્યા નહિ. ઘણા ખરા જવાન છોકરાઓની ખતના ( સુન્નત ) કરવામાં આવી અને કોરોમાંડલથી પકડી આણેલી કન્યાઓ સાથે લગ્ન કર્યું.

બોરિંગ સાહેબ સુલતાન ઉપર એવો પણ આરોપ મૂકે છે કે તેમના વખતમાં સુળીનો રિવાજ ફરીથી શરૂ કરવામાં આવ્યો હતો. બેદનુરમાં મેં જાતે તે પહાડો જોયા કે જ્યાં અપરાધીઓને સુળીએ ચઢાવવામાં આવતા હતા. પહેલાં અપરાધીઓને ખીલાવડે લાકડા સાથે જડી લેવામાં આવતા. આ પ્રકારની શિક્ષા કેટલાક હિંદુરાજાઓના રાજ્યમાં પણ કરવામાં આવતી હતી. વળી તે એવું પણ લખે છે કે આ પ્રકારની સજા બીજા રાજ્યોમાં પણ કરવામાં આવતી હતી.

તે સમયે એવો પણ રિવાજ હતો કે બળવાખોરોને લોખંડના પાંજરામાં પુરવામાં આવતા હતા. તેમને લોઢાના ખીલા જડેલા લાકડાના ઘોડા ઉપર બેસાડવામાં આવતા હતા. તેમને બેસાડયા પછી ચાંપ દબાવવામાં આવતાં અણીદાર ખીલા તે બીચારા અભાગીના

---

ઘણા ખરા રાજ્યકર્તાઓ અપરાધીઓને તેવી શિક્ષા કરતા હતા. કોરોમાંડલથી પકડી આણેલી કન્યાઓના સંબંધમાં જે આરોપ મૂકવામાં આવે છે તે માનવાજોગ નથી. કેમકે ટીપુ સુલતાનનું જીવન ચરિત્ર જોતાં જણાય છે કે તે ધર્મચુસ્ત રાજ્યકર્તા હતા. તે રમત ગમત અને વિષયને પસંદ કરતા નહિ. તેમજ નાચરંગને પણ તે ધિક્કારતા હતા. આ એક ખોટો આરોપ છે.

**મુનશી એચ. ડી.**

શરીરમાં પેસી જતા હતા. આ ઉપરાંત કેદીના હાથ પગ બાંધી તેને હાથીના પગ સાથે બાંધવામાં આવતો જેથી તે ચગદાઇને મરી જાય. કેટલાક કેદીઓને વાઘના પાંજરામાં પુરવામાં આવતા અને વાઘ તેમને ખાઇ જતો.

ટીપુ સુલતાનનાં ઘણાં ચિત્રો જોવામાં આવે છે, તેમાંનાં કેટ-લાકમાં તેમને ઘણા ખુબસુરત બતાવવામાં આવ્યા છે. "હુમલાતે હૈદરી" નામક પુસ્તકમાં તેમનું આબેહુબ ચિત્ર આપવામાં આવ્યું છે. હૈદરાબાદમાથી એક તસ્વીર મળી આવી છે, જે આબેહુબ સુલ-તાનની આકૃતિને મળતી આવે છે.

તેમનું મુખ ભરાવદાર, નાક અણીઆળું, આંખો મોટી. ગરદન ટુંકી અને શરીર ભરાવદાર હતું. સુલતાન દાઢી મુંડાવતા હતા પણ પોતાના પિતાની પેઠે મુછો બોડાવતા નહિ.

સુલતાન ઘણા શરમાળ હતા. તે પોતાના પગ, ઘુંટણ અને હાથનાં કાંડાઓ સિવાય શરીરનો બીજો કોઇપણ ભાગ ભાગ્યેજ ઉઘાડો રાખતા હતા. હમ્મામમાં પણ તે વસ્ત્રો પહેરીનેજ ન્હાતા હતા. તેમણે પોતાના રાજ્યની સ્ત્રીઓને માટે એવો હુકમ બહાર પાડયો હતો કે "કોઇપણ સ્ત્રીએ માથું અને સ્તન ઉઘાડા રાખીને બહાર નિકળવું નહિ. તે સમયે દક્ષિણની સ્ત્રીઓ સ્તનો ઉઘાડાં રાખીને બહાર નિકળતી અને સ્તનો છુપાવવાં એ તેઓ કલંક સમાન સમજતી હતી. એકવાર એવું પણ બનેલું કે એક સ્ત્રીએ પોતાનાં સ્તનો છુપાવતાં તે સમયની રાણીએ તેનાં સ્તનો કપાવી નંખાવેલાં આ દુષ્ટ રિવાજ સુલતાને બંધ પાડયો.

સુલતાન ધર્મચુસ્ત મુસલમાનની પેઠે સાદો લિબાસ પહેરતા હતા અને પોતાની પ્રજાને માટે પણ તેમણે તેવોજ હુકમ બહાર પાડયો હતો. પણ મુસાફરીએ જતાં કારચોબી કોટ પહેરતા જેના

ઉપર વાઘના જેવા અટાપટા પાડેલા હતા. સુલતાન પોતાના ગળામાં અને પાઘડી ઉપર રૂમાલ બાંધતા હતા.

તેમની તલવાર ઉપર "અસદુલ્લાહુલ ગાલિબ" એ શબ્દો કોતરેલા હતા. તેમનું સિંહાસન વાઘના આકારનું બનેલું હતું. તખ્ત ઉપર ચઢવા માટે ચાંદીનાં પગથીઆં મૂકેલાં હતાં. તખ્તના ઉપરના ભાગમાં સોનાના બનાવેલા ઘુવડની આકૃતિ હતી.

મજકુર તખ્ત હાલમાં **વિન્ડસરકેસલ**માં છે, જે ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ મર્હુમ કવીન વિકટોરીઆને નજરાના દાખલ મોકલ્યુ હતું. સુલતાન અબ્દુલ અઝિઝખાં જ્યારે ઇંગ્લાંડ ગયા ત્યારે તેમને માટે એજ સિંહાસન રાખવામાં આવ્યું હતું.

સુલતાનની બીજી યાદગીરીઓમાં તેમના તંબુનો એક ભાગ, હાથી દાંતની ખુરસીઓ, હાથી ઘોડાનાં ઘરેણાં, એક પાલખી, બે તોપો, જુદી જુદી જાતના હથીઆર, લડાઇ વખતે તેમની પાસેથી મળી આવેલી તલવાર અને એક કુરાન શરીફ કે જે પહેલાં શહેનશાહ ઔરંગઝેબ પાસે હતુ. આ પવિત્ર કુરઆન શરીફને તૈયાર કરવામાં ૯૦૦૦૦ રૂ. ખરચવામાં આવ્યા હતા.

આ સઘળી વસ્તુઓ હાલ **વિન્ડસરકેસલમાં** જોવામાં આવે છે.

શ્રીરંગપટ્ટનના પહેલા હુમલા પછી સુલતાને પલંગ ઉપર સુવાનું મૂકી દીધું. તે નીચે ટાટ ઉપર સુઇ રહેતા અને ખુદાની બંદગી કરવામાં મશગુલ રહેતા હતા.

તે કદી પણ કોઇ ખરાબ શબ્દ જીભ ઉપર લાવતા નહિ. પણ તે ધાર્મિક, ઔદ્યોગિક, ઐતિહાસિક આદિ બાબતો ઉપર ચર્ચા કરતા હતા. તે ઘણા રણવિશારદ હતા, પણ પોતાના સરદારો ઉપર પુરેપુરો વિશ્વાસ રાખતા નહિ. આ કારણથી જ આખરે તેમને સોસવું પડ્યું હતું.



# ઉપોદ્ઘાત

ઇ. સ. ૧૭૬૦ પછી હૈદરઅલી સુલતાને અનેક વિજયો પ્રાપ્ત કર્યા અને ઇ. સ. ૧૭૯૯ માં ટીપુ સુલતાનનો અંત આવ્યો ત્યાં સુધી બાપ બેટા વિજય પ્રવર્તાવતાજ રહ્યા. પણ અંગ્રેજોના રાજ્ય અમલમાં અંગ્રેજ ઇતિહાસકારોએ તેમાં ઘણા સુધારાવધારા કર્યા અને ગોયા ઇતિહાસનું ખૂનજ કરી નાખ્યું. અંગ્રેજો ઉપરાંત હિંદુ-મુસલમાન અને બીજાઓએ પણ તેમનો ઇતિહાસ લખ્યો છે. અંગ્રેજ ઇતિહાસકારોએ ફ્રેંચો સાથેની દુશ્મનીના કારણથી હૈદરઅલી અને ટીપુ સુલતાન વિરૂદ્ધ લખવામાં કાંઇ પણ કચાસ રાખી નથી. તેમજ નિઝામ અને પેશવા સરકારનાં વર્ણનોમાં પણ ઘણો ફેરફાર કર્યો છે, અને હૈદરઅલી સુલતાન તેમજ ટીપુ સુલતાનનાં અનેક સારાં કામો અંધારામાં રાખ્યાં છે. એટલું જ નહિ પણ તે બન્ને બાપ દીકરાને જુલ્મી સાબીત કરવામાં પાછું ફરીને જોયું નથી. આ ઉપરથી અમે તો એમજ કહીશું કે તેમણે ઇતિહાસ ઇતિહાસના દૃષ્ટિબિંદુથી લખ્યો નથી, પણ પોતાની અમુક મતલબ સાધવા માટેજ લખ્યો છે: અને તે મતલબ એજ કે બન્ને બાપ દીકરાને કોઈ પણ રીતે લોકોમાં બદનામ કરવા. આથી ઉલટું હિંદુ ઇતિહાસકારોએ પણ તે બન્નેનાં ઘણાં વખાણ કર્યા છે. જે ઇતિહાસકારોએ અંગ્રેજ ઇતિહાસોનો આધાર લીધો છે તેમણે પણ તેવી જ ભૂલ કરી છે.

તા. ૧૨–૮–૨૫

લી. હેઆગો.
**મુનશી સૈ. હામીદમીયાં ડાસામીયાં.**
એડિટર. આ. ઇસ્લામ.
ખાનપુર. અમદાવાદ.

તે પોતાના સૈનિકો પ્રત્યે દયાળુ હતા. આ કારણથી સિપાહીઓ તેમને માટે પ્રાણ આપવાને પણ તૈયાર રહેતા હતા.

સુલતાનની ધર્મપરાયણતાના કારણથી આજે પણ મુસલમાનો તેમને સંભારે છે.

હી. સ. ૧૨૧૩ અને ઇ. સ. ૧૭૯૯ માં ટીપુ સુલતાન લડાઇના મેદાનમાં મરણ પામ્યા.

અહિઆં પૂર્વ સ્થિતિનું વર્ણન પુરૂં થાય છે. વિશેષ વર્ણન આગલાં પ્રકરણોમાં આપવામાં આવશે.

## લેખક મહાશયોનો આભાર

આ પુસ્તક તૈયાર કરવામાં મેં નીચેનાં પુસ્તકોનો આધાર લીધો છે, જેમના લેખકોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

૧ હુમલાતે હૈદરી.

૨ હિસ્ટરી ઑફ હૈદરઅલીખાં–કર્તા મો. મોડલેટ. બે ભાગ. ઈ. સ. ૧૭૮૪ માં લંડનમાં છપાયું. લેખક સુલતાનની ફોજમાં ૧૦૦૦૦ નો સરદાર હતો.

૩ બ્રિટીશ મિલિટરી બાયોગ્રાફી. આ પુસ્તક ઇ. સ. ૧૮૪૧ માં લંડનમાં છપાયું.

૪ ઑથેન્ટીક મેમોઇર્સ ઑફ ટીપુ સુલતાન. ૧૮૨૦ માં કલકત્તામાં છપાયું.

૫ માર્કિવસ વેલેસ્લીઝ ડિસપેચીઝ. ૧૮૨૬ માં લંડનમાં છપાયું.

૬ ઇસ્ટ ઇન્ડીઆ ગેઝેટીઅર. ૧૮૨૮ માં લંડનમાં છપાયું.

૭ અસકર્સ કેપટીવિટી.

૮ બતન્સ ડાયરી. કર્નલ બતન્સે આંખે જોએલા બનાવો લખ્યા છે.

૯ જનરલ નેપલ એન્ડ મિલિટરી મેગેઝિન.

૧૦ હિસ્ટોરીકલ સ્કેચીઝ ઑફ સાઉથ ઇન્ડીઆ.

૧૧ ફુતુહાતે હયદરી.

૧૨ નિશાને હયદરી.

૧૩ જ્યોર્જનામા.

૧૪ તારિખ હમીદખાંની.

લી. ભવદીય.

**મુનશી. એચ. ડી.**



# નવાબ હયદરઅલીખાં બહાદુર
# અને ટીપુ સુલતાનની વંશાવળી

## લેવિન. બી. બોરિંગ સાહેબના પુસ્તક ઉપરથી

મહમ્મદ બેહલોલ

| ૧ | | ૨ |
|---|---|---|
| અલીમહમ્મદ યા અલીગુલામ દોસ્તમહમદ જેની સાથે સૈયદ પારસા મુનશીની દીકરીનું લગ્ન થયું હતું. મૃત્યુ ૧૬૭૮ | | વલીમહમદ |

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ફતેહમહમદ ઉર્ફે ફતેહ-અલી અથવા શુજાઅ સાહબ મીર અકબર અલીખાની પુત્રી મજી-દાબેગમ સાથે લગ્ન થયું. | મહમદઇમામ | મહમદ | મહમદઇલિયાસ હયદરસાહેબ |

| ૧ | ૨ | ૩ |
|---|---|---|
| હૈદરઅલીખાં મોઇનુદ્દિનની પુત્રી | વલીમહમદ બાળવયમાંજ મરણ પામ્યો | શેહબાઝખાં ઉર્ફે ઇસ્માઇલ કાદર સાહેબ |

૧ ફખ્રુનનિસાં સાથે લગ્ન થયું.

૨ મખ્દુમ સાહેબની પુત્રી સાથે લગ્ન થયું મરણ ઈ. સ. ૧૭૮૨

| ૧ | ૨ |
|---|---|
| કરીમશાહ અથવા સફ્દરશિકોહ | ટીપુ સુલતાન યા ફતેહઅલીખાં સન ૧૭૫૩ માં જન્મ થયો ૧૭૮૨ થી ૧૭૯૯ રાજ્ય કર્યું. |

| ૧ | |
|---|---|
| ઇમામબક્ષ | ગુલામઅલી |
| ૧ છોકરો | ૩ છોકરા |
| | ૧ છોકરી |

## મહીસુરના રાજાઓની વંશાવળી

### લેવિન. બી. બોરિંગ સાહેબના પુસ્તક ઉપરથી.

વજેરાજ ઈ. સ. ૧૩૯૯

રાજવદયાર ૧૫૭૭ થી ૧૬૧૬

ચકા દેવરાજ અથવા દેવરાજ નાનો ૧૬૭૧ થી ૧૭૦૪

કન્ટીરાય ૧૭૦૪ થી ૧૭૧૬ ગુંગા રાજા

કૃષ્ણ રાજા મોટો ૧૭૧૬ થી ૧૭૩૩

ચામરાજ ૧૭૩૩ થી ૧૭૩૬ કેદમાં મૂઓ

ચકાકરશન યા કરશનરાજ નાનો ૧૭૩૬ થી ૧૭૬૬

| | | |
|---|---|---|
| તેજરાજ ૧૭૬૬ થી ૧૭૭૧ ગળું દાબીને મારી નાખવામાં આવ્યો | ચામરાજ ૧૭૭૧ થી ૧૭૭૬ | ચામરાજકાર વહલીવાળા ૧૭૭૬ થી ૧૭૯૬ |

અમાવિકરશન યા કૃષ્ણરાજ ત્રીજો ૧૭૯૯ થી ૧૮૬૮

# નિઝામ હૈદરાબાદની વંશાવળી

## લેવિન. બી. બોરિંગ સાહેબના પુસ્તક ઉપરથી

ખ્વાજા અહેમદ કુલિચખાં ગવર્નર ગુજરાત

મીરશાહબુદ્દીન ઉર્ફે ગાઝીઉદ્દીનખાં ,,

મીરકમરૂદ્દીનખાં નિઝામ અવ્વલ



# અરકાટના નવાબોની વંશાવળી

## મહીસુરના ચિફ કમીશનર લેવિન બી. બોરિંગ સાહેબના પુસ્તક ઉપરથી.

મહમ્મદ સઈદ અથવા સાદતુલ્લાખાન

કાંઇ પણ સંતતિ થઇ ન હતી.

ઇ. સ. ૧૭૧૦ થી ૧૭૩૨ સુધી

દોસ્તઅલીખાં નવાબ–સાદતુલ્લાખાનના ભાઇ

ઇ. સ. ૧૭૩૨ થી ૧૭૪૦



# પેશવા સરકારની વંશાવળી

## લેવિન બી. બોરિંગ સાહેબના પુસ્તક ઉપરથી

બાલાજી વિશ્વનાથ

૧૭૧૪ થી ૧૭૨૦



આ પાંચ રાજ્યકર્તાઓ ઉપરાંત બીજા પણ કેટલાંક સ્વતંત્ર રાજ્યો ઉભા થયાં. જેમકે કડપાના નવાબ સાહેબ,[1] કર્નુલના નવાબ સાહેબ,[2] શાહનુર[3] અથવા સાવનુરના નવાબ સાહેબ. તદુપરાંત મરાઠાઓમાં મુરારિરાવ[4] ઘોરપડે કુટ્ટીપરનો સ્વતંત્ર રાજ્યકર્તા થયો.

## હૈદરઅલીના વંશજો.

દિલ્હીના સુલતાન અને દક્ષિણના મુસ્લિમ રાજ્યકર્તાઓ પોતાની કદરદાની અને પ્રજા વાત્સલ્યને માટે આખા જગતમાં ઘણા પ્રસિદ્ધ થઇ ગયા છે. તેમને અરબસ્તાનના લોકો ઉપર સારો ભાવ હતો. આ કારણથી ઘણા અરબ લોકો હિંદુસ્થાનમાં આવતા હતા. સુલ-સુલતાન હૈદરઅલીના વડિલો જાતે કુરેશી હતા અને અરબસ્તાનમાંથી પ્રથમ દિલ્હી આવ્યા અને ત્યાંથી દક્ષિણમાં આવીને કોલર[5] જીલ્લામાં મુકામ કર્યો. તે વખતે તેઓ એટલા બધા પ્રખ્યાત ન હતા કે ઇતિહાસમાં તેમના નામ આપવામાં આવે. માત્ર એટલુજ જાણવામાં

---

૧–૨–૩ લેવિન બોરિંગ સાહેબ લખે છે કે, પ્રથમનાં બે રાજ્યો હવે અસ્તિત્વમાં નથી. અર્થાત તેઓ હવે સ્વતત્ર રહ્યાં નથી પણ બીજા રાજ્યો સાથે જોડાઈ ગયાં છે. પરંતુ સાવનુરનું રાજ્ય હજી પણ અસ્તિત્વમાં છે. તે મુબાઇ ઇલાકાના ધારવાડ જીલ્લામાં આવેલું છે.
૪ સિંદુરનો રાજા મુરારિરાવનો વંશજ છે. સિંદુર મદ્રાસ ઇલાકાના લારી નામક જીલ્લામાં આવેલું છે. આ રાજ્યનો વિસ્તાર ૧૪૦ માઇલ છે અને વાર્ષિક આવક ૪૫૦૦ પૌંડની છે. રામનદુર્ગ મદ્રાસના આજ વિભાગમાં છે, જ્યાં લોકો ગ્રીષ્મઋતુમાં હવાખાવા માટે જાય છે.

૫ કોલાર મહીસુર જીલ્લામાં આવેલું છે. તેમાં સોનાની ખાણો હોવાથી હમણાં મહીસુર સરકારને તેની સારી આવક થાય છે.

લેખક.

આવ્યું છે કે તેઓ કોલર જીલ્લામાં ઇઝઝત આબરૂથી રહેતા હતા. કેટલાકને સરકારી ઓદ્ધા પણ મળ્યા હતા. આવો ઓદ્ધો મેળવનારાઓમાં એક શેખ વલીમહમદ નામક ગૃહસ્થ પણ હતા, જેમનાથી હૈદરઅલી સુલતાનનો વંશ[1] શરૂ થાય છે.

## શેખ વલીમહમદ

શેખવલીમહમદ પ્રથમ અરબસ્તાનથી દિલ્હી આવ્યા અને ત્યાંથી એક મહતના દર્શન કરવાના હેતુથી ગુલબર્ગામાં[2] આવ્યા. તે સમયે દક્ષિણમાં મહમ્મદ ઇબ્રાહિમ આદિલશાહના પુત્ર સુલતાન મેહમુદ રાજ્યસત્તા ભોગવતા હતા. ગુલબર્ગામાં આવીને તેમણે શાહ બન્દેનવાઝ ગેસુદરાઝના રોજા પાસે મુકામ કર્યો અને તેમની સેવા કરવા લાગ્યા. તેમણે પોતાના પુત્ર મહમદઅલીને પણ ધર્મશિક્ષણ આપવા માંડયું. ઘણા થોડા વખતમાં તેમણે સારૂં શિક્ષણ મેળવીને દરગાહના વહીવટદારની પુત્રી સાથે લગ્ન કર્યું. લગ્ન થયા પછી થોડા વખતમાંજ વલીમહમદનો અંત આવ્યો. તેના પુત્ર મહમદઅલીને ચાર પુત્રો થયા. ૧ શેખમહમદ ઇલિઆસ. ૨ શેખઅલીમહમદ ઉર્ફે અલી સાહેબ. ૩ શેખમહમદ ઈમામ. ૪ શેખફતેહઅલી. મહમદઅલી પોતાના પિતાના મરણ પછી કેટલોક વખત ગુલબર્ગામાં રહ્યા. પણ ત્યાં તેમને ન ગમવાથી પોતાનાં સ્ત્રી પુત્રોને લઇને બિજાપુરમાં જઇ મશાયખપુરામાં મુકામ કર્યો. અહિંઆં તેમના મોટા સાળા કે જે

---

૧ હૈદરઅલી સુલતાન કુરેશી હતા એ વાતનો પણ લેવિન બી. બોરિંગ સાહેબ ઇન્કાર કરે છે.

૨ ગુલબર્ગા બ્રાહ્મણી વંશના રાજ્યકર્તાઓની રાજ્યધાનીનું શહેર હતું આગળ જતાં શહેનશાહ ઔરંગઝેબે તેને જીતીને પોતાના રાજ્ય સાથે જોડી દીધું હમણાં તે નિઝામ હૈદરાબાદના કબજામાં છે.

લેખક.

બિજાપુરના લશ્કરના સેનાપતિ હતા તે પોતાની બેનભાણેજોને મળવા માટે આવ્યા અને પોતાના ભાણેજોને જોઇને તેમને ઘણો આનંદ થયો. પણ આ આનંદ થોડા વખતનો હતો. થોડા વખતમાંજ ભાઇબેનનો વિયોગ થવાનો હતો. જે ઘરમાં આનંદના આલાપ થઈ રહ્યા હતા તેજ ઘરમાં શોકના માતમ ગવાવાના હતા અને તે સમય પણ નજીક હતો. થોડા દિવસ પછી દિલ્હીના શહેનશાહે બિજાપુર ઉપર લશ્કર મોકલ્યુ. જેનો મુકાબલો કરવા માટે બિજાપુરના સેનાપતિ પોતાના સાતે ભાઇઓ સાથે ગયા, પણ આ યુદ્ધ તેમને ઘણું ભારે પડી ગયું અને સાતે ભાઈઓ લડાઇમાં કામ આવ્યા. આખી ફોજમાં શોક વ્યાપી રહ્યું અને બિજાપુરમાં તે સમાચાર મળતાં મહમદઅલીના ઘરમાં રડારોળ થઇ રહી.

સાત ભાઇ જિસકે મારે જાએં તેગોતીરસે
અયસે દર દિલાવરકી પુછીએ હમશીરસે
વાહ કયા પાસે નમકકા થા જુરાહતમેં મઝા
લઝઝતે ઝખમે જિગર પુછીએ કોઇ શમશીરસે

શેરીની સ્ત્રીઓ "સુગરા બેગમ"ને આશ્વાસન આપવા માટે આવી હતી. પરંતુ કોઇ પણ રીતે તેનો શોક દુર થતો ન હતો. આ કારણથી મહમદઅલી પોતાની પત્નિ અને પુત્રોને લઇને કોલાર મુકામે જઇ રહ્યા. ત્યાંના સુબા શાહ [૧]મહમદદખનીએ પહેલાંની ઓળખાણના કારણે તેમને સારો આવકાર આપ્યો અને તેમને રહેવાને માટે એક મોટું મકાન આપ્યું. થોડા દિવસ પછી જ્યારે મહમદઅલી ઉપર પુરેપુરો વિશ્વાસ બેઠો ત્યારે તેણે પોતાનો સઘળો કારભાર તેને સોંપી દીધો.

---

૧. આ ઉપરથી જણાય છે કે તે વખતે ગુલબર્ગામાં મહમદઅલીના ઘણા ઓળખીતા હતા. આ કારણથી તેમણે ત્યાં જઇને રહેવાનું પસંદ કર્યું. લેખક.

લાંબા સમય પર્યંત મહમદઅલી ત્યાંજ રહ્યા અને હી. સ. ૧૧૦૯ માં ત્યાંજ મરણ પામ્યા. હુમલાતે હયદરીના કર્તા લખે છે કે મહમદઅલીએ કોલારમાં એક જાણીતા સૈયદ ગૃહસ્થની પુત્રી સાથે લગ્ન કર્યું. તેના પેટે ફતેહઅલી નામક એક પુત્ર થયો.

## શેખ ઇલિયાસ, શેખ અલીમહમદ, શેખ ઇમામ, શેખ ફતેહમહમદ

મહમદઅલી મરણ પામ્યા તે વખતે તેમને ચાર પુત્રો હતા શેખ ઇલિઆસ, શેખ અલીમહમદ, શેખ ઇમામ, શેખ ફતેહમહમદ. જ્યારે તેઓ મોટા થયા ત્યારે તેમને પોતાના નિર્વાહની ચિંતા થઈ. તેમાંથી શેખ ફતેહમહમદ કરનાટક તરફ રવાના થયા અને થોડા દહાડા તિરીયામલીમાં રહીને અરકાટ ગયા. ત્યાં તેમને કિલ્લેદાર ઇબ્રાહિમખાંની ભલામણથી ૨૦૦ પાયદળ અને ૫૦ હયદળની સરદારી મળી. આ હોદ્દો તેમને પસંદ પડયો નહિ. તેથી પોતાની પત્નિ અને પોતાના ૧૪ વરસના બાળક હયદરસાહેબને ત્યાંજ રહેવા દઇને સૈયદ બુરહાનુદ્દીનને મળવા માટે તાંજોર ગયા. ત્યાં હી. સ. ૧૧૧૫ માં તેમનો અંત આવ્યો. તેમના મરણ પછી શેખ ફતેહમહમદે બુરહાનુદ્દીનને અરકાટમાં બોલાવી તેમની પુત્રી સાથે લગ્ન કર્યું અને પોતાની સાળી સાથે પોતાના નાના ભાઇનું લગ્ન કરી આપ્યું.

થોડા દિવસ પછી હયદરસાહેબને મહીસુરના રાજાએ પોતાને ત્યાં બોલાવીને તેમને ૪૦૦ સવાર અને ૧૦૦ સવારોની સરદારી આપી અને તેમને "નાયક[૧]"ની પદવી આપી. અરકાટમાં શેખ મહમદે પોતાની હુશિઆરીથી સાદતુલ્લાખાંને પ્રસન્ન કરી લીધા. એટલુંજ નહિ કિંતુ જીંજીના યુદ્ધમાં તો તેમણે અપુર્વ બહાદુરી બતાવી.

૧. તે વખતે પાયદળના સરદારને આ ઉપનામથી બોલાવવામાં આવતા હતા. લેખક.

જીંજીનું યુદ્ધ સાદતુલ્લાખાન અને રાજા નિસંગ વચ્ચે થયું હતું અને તેમાં શેખ મહમદે પોતાના હાથે રાજાના પ્રાણ લીધા હતા. આવી બહાદુરીના કારણથી નવાબ સાહેબે તેમને સારૂં ઇનામ આપ્યું. થોડા વખત પછી નવાબ સાદતુલ્લાખાન મરણ પામ્યા અને તેમની જગ્યાએ તેમના ભત્રીજા દોસ્તઅલીખાં સુબેદાર નીમાયા. તેમને નવાબના પુત્ર સફદરઅલી સાથે ટંટો થયો. આવા અંદર અંદરના ટંટામાં પડવાનું શેખમહમદને ગમ્યું નહિ. તેથી પોતાની નોકરીનું રાજીનામું આપીને મહીસુરમાં પોતાના ભત્રીજા હયદરસાહેબ પાસે ચાલ્યા ગયા.

મહીસુરના રાજાએ તેમને પણ નાયકની પદવી આપી. પરંતુ ત્યાં પણ માંહોમાંહેના ઝઘડા જોઇ તે ત્યાં ન રહેતાં કોલાર ચાલ્યા ગયા. ત્યાં તેમને એક પુત્ર થયો જેનું નામ **શેહબાઝસાહબ** પાડવામાં આવ્યું. બે વરસ પછી બીજો પુત્ર થયો જેનું નામ **વલીમહમદ** રાખવામાં આવ્યુ. પણ તે થોડા દહાડામાંજ મરણ પામ્યો.

તેના મરણ પછી શેખ ફતેહમહમદને નવરા બેસી રહેવાનું ગમ્યુ નહિ. તેથી તે કોલારથી નિકળી સરાના સુબેદાર કુલીચખાં પાસે આવ્યા. જેણે તેમને ૪૦૦ પાયદળ અને ૧૦૦ સવારોની સરદારી આપી બાલાપુરના કિલ્લેદાર બનાવ્યા. બાલાપુરના હવા પાણી ઘણા સારા હતા. આ કારણથી કિલ્લેદારે પોતાના કુટુંબને પણ ત્યાંજ બોલાવી લીધું. અંહિંઆં હી. સ. ૧૧૩૪ માં તેમને એક પુત્ર થયો જેનું નામ હૈદરઅલી રાખવામાં આવ્યું.

આ બાબતમાં નિશાનેહયદરીના કર્તાથી હુમલાતેહૈદરીના કર્તા જુદા પડીને લખે છે કે "શેખ ફતેહમહમદ અને તેમના સૈનિકોનો પગાર ચઢી ગયો અને તે સરાના સુબેદારથી આપી શકાયો નહિ. તેથી તેણે સરાના એક જાગીરદાર મીર અલીઅકબરખાં પાસે

નાણાની માગણી કરી, પણ તે વખતે તેની પાસે જોઈતા નાણાની સગવડ નહિ હોવાથી તેણે ૭ મહિના પછી આપવાનો વાયદો કર્યો. પણ ૭ મહિના પુરા થાય તે પહેલાં તો તે મરણ પામ્યો. આ કારણથી સુબેદારે તેની જાગીર જપ્ત કરી લીધી. થોડા દિવસ પછી શેખ ફતેહમહમદે મીર અલીઅકબરખાંની પત્નિ પાસે નાણાની માગણી કરી, પણ તેની પાસે નાણાની સગવડ ન હોવાથી તેણે લાચારી બતાવી. છેવટે એવો નિર્ણય થયો કે મીર અલીઅકબરખાંની વિધ-વાએ પોતાની પુત્રી "**મજીદાબેગમ**" મીર ફતેહઅલી સાથે પરણાવવી. આ માગણીનો તરતજ સ્વીકાર કરવામાં આવ્યો. આ સ્ત્રી ઘણી નસીબદાર નિવડી અને તેના પ્રતાપે શેખ ફતેહઅલીના ઘરમા લીલાલહેર થઈ રહી. લગ્ન થયા પછી હી. સ. ૧૧૨૯ માં મીર ફતેહઅલીના ઘરમા પુત્રનો જન્મ થયો. જેનુ નામ હૈદરઅલી રાખવામા આવ્યુ."

બોરિંગ સાહેબ પણ હુમલાતેહયદરીના કર્તાનેજ ટેકો આપે છે. હુમલાતેહૈદરીના કર્તા લખે છે કે જે વખતે "**મજીદા બેગમ**" ગર્ભવંતી હતી તે વખતે મીર ફતેહઅલીએ તેને મીર હૈદરઅલીશાહ નામક ફકીરની સેવામાં મોકલી પુત્રનો આશીર્વાદ યાચ્યો. હૈદરઅલીશાહે આશીર્વાદ આપ્યો કે "તારે ત્યાં કીર્તિવંત પુત્રનો જન્મ થશે. તારે તેનુ નામ હૈદરઅલી રાખવુ." આ ઉપરથી જ્યારે પુત્રનો જન્મ થયો ત્યારે તેનું નામ હૈદરઅલી રાખવામાં આવ્યું. હુમલાતેહૈદરીના કર્તાએ હૈદરઅલીના વંશજોનું વર્ણન આ પ્રમાણે કર્યુ છે.

"હસન બિન યેહયા જે અરબસ્તાનના પ્રખ્યાત ગૃહસ્થ હતા તેમને પવિત્ર મક્કા નગરના શરીફ નીમવામાં આવ્યા. તેમને બે પુત્રો હતા. મહમદ અને અલી. જેમાંથી અલીનો બાળવયમાંજ અંત આવ્યો. તેમજ હી. સ. ૮૭૪ માં અહેમદ નામનો પુત્ર મૂકીને

મહમદ પણ મરણ પામ્યો. ત્યાર પછી પવિત્ર મક્કાના શરીફ હસનનો પણ હી. સ. ૮૭૫ ના રમઝાન માસની ૧૫મી તારીખે અંત આવ્યો. જ્યારે આ સમાચાર નામદાર ખલીફાને મળ્યા ત્યારે તેમણે દાઉદ-પાશાને નવો શેરીફ નીમવાનો ભલામણપત્ર લખ્યો. તે ઉપરથી તેમણે જુના શરીફના કુટુંબમાં તપાસ કરી તો ત્યાં માત્ર ૧૫ વરસના એક બાળક સિવાય બીજો કોઇ લાયક માણસ જણાયો નહિ. તેથી તેમણે સૈયદ અબ્દુલમુલ્ક બિન સૈયદ અબુ અબ્દુલ્લાહને પવિત્ર મક્કા નગરના શરીફ નિમ્યા.આથી નારાજ થઇને એહમદ બિન્‌મહમ્મદ યમન તરફ પ્રયાણ કરી ગયા. થોડા દિવસ અદનમાં રહી ત્યાંથી સેના શહેરમા ગયા અને ત્યાંના રાજ્યકર્તાના પ્રધાનપદ ઉપર નિમાયા. થોડા દિવસ પછી ત્યાંના રાજ્યકર્તાએ તેમની સાથે પોતાની પુત્રી પરણાવી રાજ્યનો સઘળો કારભાર તેમને સોંપી દીધો. આ બનાવ બન્યો તેના ૨૦ દિવસ પછી સનાનો રાજ્યકર્તા પોતાનો પાચ વરસનો બાળક પોતાના જમાઇને સોંપીને મરણ પામ્યો. ત્રણ વરસ સુધીતો તે બાળક પોતાના બનેવીની સલાહ પ્રમાણે ચાલ્યું. ત્યાર પછી આલમ નામના એક માણસે તેને બહેકાવ્યાથી તેણે પોતાના બનેવીનો મુકાબલો કર્યો અને શેખ આલમના હાથે તેને મારી નંખાવ્યો. એટલુંજ નહિ પણ તેના નાના બાળકને પણ મારી નાખવાનો ઠરાવ કર્યો, પણ તે ઠરાવ અમલમાં આવે તે પહેલાં તે વાત તે બાલકના રક્ષકના જાણવામાં આવી. તેથી તેણે પોતાના સાથી રયહાનને કહ્યું કે " તું મહમદ બિન અહેમદને બુગદાદ લઇ જા. હું પણ હમણાંજ ત્યાં આવી પહોચું છું. " આવું સાંભળીને રયહાન તેને બુગદાદ લઇ ગયો. તેના ગયા પછી શેખ આલમ તેને શોધવા માટે આવ્યો. અંહિં મહમદ બિન એહમદનો રક્ષક પોતાના શેઠનું વૈર લેવા માટે તૈયારજ હતો. તેણે તલવારના એકજ વારથી તેનું કામ કરી નાખ્યું અને પોતે પણ કેદ પકડાઇને મરણને શરણ થયો. બીજી તરફ રયહાન મહમદને લઇને લાંબી લાંબી મંઝિલો

કાપતો બુગદાદ પહોંચ્યો અને તાહેર આફન્દીના ઘરમાં તેને રાખ્યો. જેણે તેનું યોગ્ય સ્વાગત કર્યું.

થોડા દિવસ પછી તેમની સાથે પોતાની પુત્રી પરણાવી. જેનાથી તેમને નીચે પ્રમાણે ત્રણ પુત્રો થયાં. ૧ અબ્દુલવહાબ. ૨ અબ્દુલ-રઝાક. ૩ અબ્દુલગની. હી. સ. ૯૬૮ માં મહમ્મદ બિન એહમદનો અંત આવ્યો. તેમની સંતતિ પૈકી અબ્દુલવહાબ અને અબ્દુલરઝાક ને કાંઇ પણ સતતિ થઇ નહિ. પણ અબ્દુલગની જેનુ લગ્ન આગા મહમ્મદતાહેર નામના એક સોદાગરની પુત્રી સાથે થયું હતું તેને એક પુત્ર અને એક પુત્રી એમ બે બાળકો થયાં. અબ્દુલગની પણ હી. સ. ૧૦૩૦ મા મરણ પામ્યો. ત્યારપછી સોદાગરનો પુત્ર ઇબ્રા-હિમ હી. સ. ૧૦૪૭ માં મરણ પામ્યો. આને ત્રણ પુત્રીઓ અને હસન નામનો એક વરસનો પુત્ર હતો. તેના બાળપણામાં તેના ગુમાસ્તાઓએ તેની સઘળી મિલ્કત બરબાદ કરી નાખી. જ્યારે તે ઉમ્મર લાયક થયો ત્યારે પોતાના પિતાની ઉન્નત સ્થિતી અને પોતાની અવનત સ્થિતિથી શરમાઇને પોતાની પાસે જે બે ત્રણ હજાર રૂ. પડયા હતા તે લઇને હિંદુસ્થાન આવ્યો અને અજમેરમાં હઝરત ખ્વાજા મોઈનુદ્દિન ચિશ્ની રહે.ની દરગાહ પાસે મુકામ કર્યો. થોડા દિવસ પછી દરગાહશરીફના મુતવલ્લીએ તેની સાથે પોતાની પુત્રી પરણાવી. પરંતુ લગ્ન થયા પછી ૭ મહિનામાંજ તેનો અંત આવ્યો. તે સમયે તેની પત્નિ ગર્ભવંતી હતી. થોડા દિવસ પછી તેણે એક પુત્રને જન્મ આપ્યો જેનું નામ વલીમહમ્મદ રાખવામાં આવ્યું. જ્યારે તે ઉમ્મર લાયક થયો ત્યારે તેની ફોઇની દીકરી સાથે તેનુ લગ્ન થયુ, જેના પેટે તેને એક પુત્ર થયો. ત્યારપછી તેને પોતાના સસરા સાથે અણબનાવ થવાથી તે પોતાની પત્નિ અને બાળકને લઈ શાહજહાનપુર ચાલ્યો ગયો. આ બાળકનું નામ તેણે મહમ્મદઅલી રાખ્યુ હતુ. કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યા પછી તે ગુલબર્ગે આવ્યો અને સૈયદમહમ્મદ ગેસુદરાઝના સજ્જાદાની પુત્રી સાથે પોતાના

પુત્ર મહમદઅલીનું લગ્ન કર્યું. લગ્નના થોડાજ દિવસ પછી તેનો અંત આવ્યો. પોતાના પિતાના મૃત્યુ પછી મહમદઅલી બિજાપુર, કરનાટક અને બાલાઘાટ થઈ કોલારમાં જઇ રહ્યો."

મહમદઅલીને ૪ પુત્રો હતા.

શેખ મહમદ ઇલિયાસ, શેખ મહમદ, શેખ ઇમામ અને શેખ ફતેહમહમ્મદ. હી. સ. ૧૧૦૯માં મહમ્મદઅલીનો અંત આવ્યો. તેથી તેનો મોટો પુત્ર મહમ્મદ ઇલિયાસ પોતાના નાના ભાઇઓની બાલાશ રાખવા લાગ્યો. થોડા દિવસ પછી ફતેહમહમ્મદ કરનાટક ચાલ્યો ગયો અને મહમ્મદ ઇલિઆસ પોતાના બન્ને ભાઈ અને હૈદરસાહેબ નામના એક બાળકને ત્યાંજ મૂકીને તાન્જોર ચાલ્યો ગયો અને હી. સ. ૧૧૧૫ માં ત્યાંજ મરણ પામ્યો. આ બનાવ બન્યા પછી ફતેહમહમ્મદે તાંજોરથી સૈયદ બુરહાનુદ્દીનને બોલાવી તેમની પુત્રી સાથે લગ્ન કર્યું અને પોતાની પત્નિની ભાણેજ સાથે પોતાના ભાઈ ઇમામ સાહેબનું લગ્ન કરી દીધું. લગ્ન પછી ટુંક સમયમાંજ તેઓ પોતાની પત્નિઓને ત્યાંજ મૂકી દઇને મહીસુર ચાલ્યા ગયા. શેખ ફતેમહમ્મદને બે પુત્રો હતા. ૧ શેહબાઝસાહબ. ૨ વલીમહમ્મદ. આ બેમાંથી વલીમહમ્મદ બાળ વયમાંજ મરણ પામ્યો. આથી શેખ સાહેબને ઘણો શોક થયો અને તે બાલાપુર ચાલ્યા ગયા અને હી. સ. ૧૧૨૯ માં તેમને એક પુત્ર થયો જેનું નામ હૈદરઅલી રાખવામાં આવ્યું.

## હૈદરઅલીખાંનો જન્મ
## અને
## ત્યાર પછીના બનાવો.

હૈદરઅલીનો જન્મ થયા પછી જ્યોતિષીઓ પાસે તેમની જન્મ-કુંડળી તૈયાર કરાવતાં તેમણે કહ્યું કે આ બાળક આગળ જતાં રાજા

થશે. પણ તેના પિતાનો જલ્દીથી અંત આવશે. આ ઉપરથી સ્ત્રીઓએ તેને મારી નાખવાનો ઠરાવ કર્યો. પણ તેમના પિતાએ કહ્યું-નહિ હું તેમ કરવાને રાજી નથી. આ પુત્ર મને પ્રાણથી પણ અધિક પ્યારો છે. એમ કહીને તે હૈદરઅલીખાં ઉપર પહેલાં કરતાં પણ વધારે પ્રેમ રાખવા લાગ્યા.

સરાના કિલ્લેદાર કુલિચખાં પદભ્રષ્ટ થયા પછી તેના ઉત્તરાધિકારી આબેદખાના સમયમાં મહીસુર અને બેદનુરના રાજાઓએ એકસંપ કરીને બાલાપુર ઉપર હુમલો કરવાનો ઠરાવ કર્યો અને હૈદરસાહેબ મારફતે મીર ફતેહઅલીને કિલ્લો સોંપી દેવાનું કહેણ મોકલ્યુ. મીર ફતેહઅલીએ ઉત્તર આપ્યો કે-જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તેમ થવાનું નથી. આવો ઉત્તર સાંભળીને બન્ને રાજાઓએ કિલ્લા ઉપર હુમલો કર્યો, પણ તેમને આવકાર આપવા માટે આપણો શુરવીર મીર ફતેહઅલી તૈયારજ હતો તેણે તેમનુ એવું તો સ્વાગત કર્યું કે તેમને ઉભી પૂછડીએ નાસવું પડયુ. તેમની પાસેથી લુટમાં મળેલો માલ ફતેહઅલીએ સરાના કિલ્લેદારને મોકલી દીધો. મીર ફતેહઅલીની આવી બહાદુરી જોઇને સરાના કિલ્લેદાર આબેદખાં ઘણા પ્રસન્ન થયા અને તેમણે મીર ફતેહઅલીને ૨૦૦૦ પાયદળ અને ૫૦૦ સવારોની સરદારી આપી. એટલુંજ નહિ પણ ત્યાર પછી તે દરેક વાતમાં તેમની સલાહ લેવા લાગ્યા. જ્યારે કુલિચખાં બીજીવાર સરાના કિલ્લેદાર થઈ આવ્યા ત્યારે તેમણે સઘળો

---

નોટ—૧ હિંદુઓના સેહવાસથી દક્ષિણના મુસલમાનોને જ્યોતિષ શાસ્ત્રનો શોખ થયો હતો તેઓ દરેક કાર્યનો આરંભ કરતા પહેલાં જ્યોતિષીઓની સલાહ લેતા હતા. આજે પણ ત્યાં તેવોજ રિવાજ ચાલે છે. એકવાર એક જ્યોતિષીએ કહ્યું કે જો નક્કી કરેલા દિવસે ઇદનો તેહવાર ઉજવવામાં આવશે તો તેથી રાજ્યકર્ત્તાને હાનિ થશે. આવું સાંભળીને દિવસ બદલી નાખવામાં આવ્યો. લેખક.

કારભાર મીર ફતેહઅલીને સોંપી દીધો અને જ્યારે તે માર્યો ગયો ત્યારે મીર ફતેહઅલીએ તેમના પુત્ર અબ્દુલરસુલ સાથે એકસંપી કરી. અબ્દુલરસુલે ૯ મહિના સુધી સુબેદારી કરી. ત્યાર પછી તાહેર મહમ્મદખાન સરાની સુબાગીરી ઉપર આવ્યા અને અબ્દુલરસુલખાન હૈદરાબાદ ચાલ્યા ગયા. બન્ને સુબાઓ વચ્ચે ઝગડો થયો અને યુદ્ધ ઉપર વાત આવી ગઈ. જેમા મીર ફતેહઅલી પણ માર્યો ગયો. ઈ. સ. ૧૧૩૭માં આ બનાવ બન્યો. શેખ ફતેમહમ્મદના બાળબચ્ચાં બાલાપુરમા હતાં. જયારે આ સમાચાર ત્યાંના સુબેદાર અબ્બાસ કુલીખાંને મળ્યા ત્યારે તેણે મીર ફતેહઅલીના બાળકો ઉપર અત્યાચાર કરવા માંડયો અને તેમનો સઘળો સરસામાન લુટી લીધો. એટલુંજ નહિ પણ મીર ફતેહઅલીના બે બાળકો શેહબાઝસાહેબ અને હૈદરઅલી જેમનું વય આ વખતે અનુક્રમે ૯ અને ૪ વરસનું હતુ તેમને ચામડામાં સીવી લીધા. બચ્ચાઓની માતાએ આ સમાચાર શ્રીરંગપટ્ટન મુકામે હૈદરસાહેબને કહેવરાવ્યા. જેમણે રાજાની આજ્ઞાથી ૧૮૦૦૦ રૂ. સુબેદારને મોકલી શેહબાઝસાહેબ અને હૈદરઅલીનો છુટકો કરાવીને સઘળાંને પોતાની પાસે બોલાવી લીધા. એવું પણ કહેવાય છે કે અરકાટનો એક શાહુકાર પોતાની પાસેથી તેટલી રકમ આપીને બચ્ચાંઓને પોતાની સાથે અરકાટ લઇ ગયો હતો અને તેમની માતાને શ્રીરંગપટ્ટન મુકામે હૈદરસાહેબ પાસે મોકલી આપી હતી.આ સમાચાર હૈદરસાહેબને મળતાંજ તેમણે ૧૮૦૦૦ રૂ. શાહુકારને આપી બાળકોને પોતાના હવાલામાં લીધા અને તેમને એક સૈનિકને છાજે તેવું શિક્ષણ આપવા માંડયું. ઉમ્મર લાયક થયા પછી શેહબાઝસાહેબ પોતાના નાનાભાઇ હૈદરઅલીને સાથે લઈ પાયાનઘાટ મૂકાંમે ચાલ્યા ગયા જ્યાંના સુબેદારે તેમને ૧૦૦૦ પાયદળ અને ૨૦૦ સવારોની સરદારી આપી.

આજ અરસામાં મહીસુરના રાજાએ ૨૦૦૦૦ પાયદળ અને ૭૦૦૦ સવારોના રસાલા સાથે ચઢાઇ કરી મહીસુરની આસપાસનો

મુલ્ક જીતી લીધો અને વધતાં વધતાં તે ઠેઠ સરા સુધી પહોંચી ગયો અને અલી સાહેબ નાયક બિન હૈદરસાહેબને ત્યાંનો બંદોબસ્ત કરવાનું કામ સોંપી પોતે પાછો ફર્યો. આ તકનો લાભ લઇને હૈદર સાહેબે શેહબાઝસાહેબ અને હૈદરઅલીને પોતાની પાસે બોલાવી લીધા અને મહીસુરના પ્રધાન નંદરાજ સાથે તેમની ઓળખાણ કરાવી. નંદરાજે શેહબાઝસાહેબને ૧૦૦ પાયદળ અને ૫૦ ઘોડેસ્વારોની સરદારી આપી. ત્યાર પછી હૈદરસાહેબ બાલાપુરમાં આવેલા દીવન હિલ્લી પ્રાંત ઉપર ચઢાઇ લઇ ગયા, જ્યાં તેમનો અંત આવ્યો. એટલે તેમનો ઓહ્દો શેહબાઝસાહેબને આપવામાં આવ્યો આ ઓહ્દો મળવાથી શેહબાઝસાહેબને બાલાપુરમાં રહેવાનું થયુ. તેથી તેમણે કોલારથી પોતાના કુટુંબને પણ ત્યાંજ બોલાવી લીધુ. હૈદરઅલીએ મહીસુરમાં એવી તો કુશળતા દેખાડી કે ખુદ રાજા અને પ્રધાન કે જે રાજાનો સસરો હતો તે બન્ને પ્રસન્ન થઇ ગયા. જ્યારે તે ૧૯ વરસના થયા ત્યારે તેમણે સરાના પીરઝાદા શાહમીયાંની પુત્રી સાથે લગ્ન કર્યું. જેણે એક પુત્રીને જન્મ આપ્યો. થોડા દિવસ પછી હૈદરઅલીની ધર્મપત્નિ એક ભયંકર રોગમાં સપડાઈ ગઈ. તેથી તેણે પોતાના પતિ હૈદરઅલીને બીજું લગ્ન કરવાની સલાહ આપી અને તેના કહ્યા પ્રમાણે હૈદરઅલીએ અલીરઝાખાંની બેન સાથે લગ્ન કર્યું અને હૈદરઅલીએ પોતાની પુત્રી મીર અલીરઝાખાન સાથે પરણાવી.

હવે આપણે મહીસુરમાં હૈદરઅલી શું કરે છે તે તપાસીએ. નંદરાજને પાયાનઘાટ, કાલીકટ, કોઇમ્બતુર, વેન્ડકુલ વિ.નો વહીવટ સોંપવામાં આવ્યો. કેમકે ત્યાંના રહેવાસીઓ દેશદ્રોહી થયા હતા આ કારણથી નંદરાજે હૈદરઅલીને સાથે લઇને બળવાખોરો ઉપર ચઢાઇ કરી. આ ચઢાઇમાં હૈદરઅલીએ એવી તો બહાદુરી બતાવી કે નંદરાજે ભરી સભામાં તેમના વખાણ કર્યા અને તેમને કિંમતી ઇનામો આપ્યા, એટલુંજ નહિ પણ તેમને લશ્કરમાં વધારો કરવાની રજા

આપવામાં આવી. તે પ્રમાણે હૈદરઅલીએ પોતાના રિસાલામાં ૪૦૦૦ પાયદલ અને ૧૫૦૦ સવારોની ભરતી કરી.

હી. સ. ૧૧૬૩ ના ઝિલહજ માસની ૨૦ મી તારીખે હૈદરઅલી સુલતાનના ઘરમા એક પુત્રનો જન્મ થયો. આ પુત્રના સંબધમાં ટીપુ મસ્તાન નામના એક ફકીરે આશીર્વાદ આપેલો હોવાથી તેમના નામ ઉપરથી આ પુત્રનું નામ ટીપુ સુલતાન પાડવામાં આવ્યું.

આજ વરસમાં નવાબ નિઝામુલમુલ્ક નાસિરજગે મરકાટના વ્યવસ્થાપક અનવરૂદીનખાનના ખુનનો બદલો લેવાનો ઠરાવ કર્યો. હી. સ. ૧૧૬૨ માં ચંદાસાહેબે ફ્રેચ લોકોની મદદથી આખુ અરકાટ જીતી લીધુ અને ત્યાંની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાનો બદોબસ્ત કરી કરનાટક ચાલ્યા ગયા. નિઝામ સરકારે બાલાઘાટના પોલીગાર, નવાબ દિલાવરખાન અને સરાના સુબેદારને પોતાની રૂબરૂ બોલાવ્યા જેમાં મહીસુરનો પ્રધાન નંદરાજ પણ હતો. નદરાજ અને હૈદરઅલી એક મોટી સેના લઇ નિઝામ મરકારની મદદ કરવા માટે ગયા. નવાબનો આ લડાઇમાં અંત આવ્યો અને હૈદરઅલીને પુષ્ટળ લુટ મળી.

---

નોટ ૧. લેવિન બી. બોરિંગ સાહેબ લખે છે કે જ્યારે હૈદરઅલીની બેગમ ફખ્રુનનિસાં ગર્ભવંતી હતી. ત્યારે તેને ટીપુ મસ્તાનની સેવામાં મોકલવામાં આવી. મસ્તાને તેને આશીર્વાદ આપ્યો કે જા તને પુત્ર થશે,પણ તેનું નામ ટીપુ રાખજે. મસ્તાનના નામ ઉપરથી બાળકનું નામ ટીપુ રાખવામાં આવ્યું; મજકુર મસ્તાનના રોજા ઉપર "ટીપુ" શબ્દ કોતરેલું છે. આ રોજો અરકાટમાં છે અને તે હી. સ. ૧૧૪૨ અને ઇ. સ, ૧૭૨૯ માં બંધાવવામાં આવ્યો હતો અને તે નવાબ સાદતુલ્લાખાને બંધાવ્યો હતો. લેખક.

## હયદરઅલીખાંની ચઢતી.

### હી. સ. ૧૧૬૫

ચક્કા કૃષ્ણરાજ ગાદીએ બેઠા પછી તેની બેદરકારી અને નંદરાજ પ્રધાનના સ્વાર્થના કારણથી રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગઇ. પોલીગાર લોકો સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. રાજ્યની મહેસુલ બરાબર આવતી નહિ. મરેઠાઓ અને નિઝામ સરકાર મહીસુરને હસ્તગત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. નંદરાજનો ભાઇ દેવરાજ અભિમાનના નિશાનમાં ચકચુર બનીને રાજાની પણ દરકાર કરતો નહિ. એક વખતે તેણે શાહી મહેલ ઉપર કેટલાક ગોળા છોડયા જેથી રાણીઓ ભયભીત થઇ ગઇ. રાજાની આજ્ઞા કોઇ માનતું નહિ. તેમ તેનો રોબ પણ ન હતો. નંદરાજના કારણથી કેટલાક કામોને દાબી દેવામા આવતા હતાં. પરંતુ લોકો તેનાથી પણ નારાજ હતાં. કેમકે સિપાહીઓનો પગાર ૮-૯ મહિના જેટલો ચઢી ગયો હતો. જ્યારે દેવરાજ જીંજીના યુદ્ધથી પાછો ફર્યો ત્યારે માર્ગમાં ગંગારામ ફોજદારે દ્રોહ કર્યો અને કેટલાક પોલીગારોને પોતાના પક્ષમાં લઇને રાજ્ય સામે કાવત્રુ કરવા લાગ્યો. આ બળવો દાબી દેવા માટે શેહબાઝસાહેબ અને હૈદરઅલી સાહેબને મોકલવામાં આવ્યા. તેમણે બળવો દાબી દીધો અને ગંગારામને કેદ પકડયો. બે મહિનામાં તેમણે બળવાખોરોના સઘળા થાણા જીતી લીધાં અને કિલ્લાઓ દુરસ્ત કરાવી પાછા ફર્યા. આ ચઢાઇમાં તેમને પુષ્કળ લુટ મળી હતી. નંદરાજ તેમના શુરાતનથી ઘણા પ્રસન્ન થયા.

## નવાબ મહમ્મદઅલીખાંની મદદે નંદરાજ અને હૈદરઅલીનું જવું.

નવાબે સિરાજુદૌલા ઉર્ફે મહમ્મદઅલીએ પોતાના પિતા નવાબ નિઝામ નાસિરજંગના મરણથી ત્રિચીનોપલીના કિલ્લામાં

આશ્રય લીધો અને હુસેનદોસ્તખાં ઉર્ફે ચંદાસાહેબે ફ્રેંચ લોકોની મદદથી અરકાટનો કબજો લીધો હતો. તેણે મહમ્મદઅલીખાનને ત્રિચીનોપલીથી કાઢી મૂકવાનો વિચાર કર્યો અને ૬૦૦૦ હજાર સવાર તથા ૧૨૦૦ પાયદળ ફોજ લઇ ત્રિચીનોપલીને ઘેરો ઘાલ્યો. તેથી મહમ્મદઅલીખાંએ પોતાના મોટા ભાઇ નવાબ મેહફુઝખાન શહામતજંગને નંદરાજ પાસે મોકલી મદદની માગણી કરી. તે ઉપરાંત અંગ્રેજોને પણ કેટલાક તાલુકા આપવાની શરતે મદદ કરવાનુ કહેણ મોકલ્યુ. મહીસુરના રાજાની વચ્ચે પડવાની ઇચ્છા ન હતી. પણ નંદરાજ પ્રધાન સ્વેચ્છાથી ૭૦૦૦ સવારો અને ૧૨૦૦ પાયદળ ફોજ અને તોપખાના સહિત ત્રિચિનોપલી તરફ રવાના થયો. હૈદરઅલીખાં પણ સાથે હતા. તે લડાઇના મેદાનમાં હમેશાં મોખરે રહેતા હતા અને ફ્રેચ સેના તેમજ ચંદાસાહેબની ફોજ ઉપર વારંવાર હુમલા કરતા હતા. એકવાર તેમણે ફ્રેચો ઉપર હુમલો કરીને તેમની કેટલીક તોપો છીનવી લીધી. આજ અરસામાં મંકારાની નામક એક સ્ત્રીના કારણથી ચંદાસાહેબને મારી નાખવામાં આવ્યો. આથી ઝઘડાનો અંત આવી ગયો.

આ બનાવ બન્યા પછી હૈદરઅલીએ ફ્રેચો સાથે મિત્રતા કરી લીધી. એજ અરસામા નંદરાજે મહમ્મદઅલી પાસે ત્રિચીનોપલીની માગણી કરી. મહમ્મદઅલીખાંએ તે વાતનો ઇન્કાર કર્યો. આ કારણથી બન્ને પક્ષો વચ્ચે અણબનાવ થયો. નંદરાજે રાજાની મરજી વિરૂદ્ધ આ કામ કરેલું હોવાથી તેને ઘણો પસ્તાવો થયો. આ લડાઇમાં મહીસુર સરકારને ૩ લાખ હુન (સોનાના સિક્કા) જેટલું ખરચ થયું હતું અને આટલું ખરચ કરતાં પણ લાભ કાંઇ ન મળ્યો. આ કારણથી નંદરાજ મહીસુર ન જતાં સતીમંગલ મુકામે જઇ રહ્યો. આ કારણથી રાજા તેના ઉપર ક્રોધે ભરાયો. કેમકે તેણે નવ મહિના થયા લશ્કરનો પગાર મોકલ્યો ન હતો.

આજ અરસામાં બાલાજીરાવ નામના એક મરાઠા સરદારે

તુંગભદ્રા નદી ઓળંગી સરાનો કબજો કર્યો અને નવાબ દિલાવર ખાનને કોલાર જાગીરમાં આપી બળવંતરાવને સરાનો સુબેદાર બનાવ્યો અને મહીસુરની અવ્યવસ્થાનો લાભ લઇને પોતાની નજર તે તરફ દોડાવી અને કેટલાક કિલ્લાઓ હસ્તગત કરી પોતાના સુબેદાર નિમ્યા. જ્યારે મહીસુરના રાજાએ પોતાની આવી દશા જોઈ ત્યારે તેણે મરાઠા સરદારને ૧ કરોડ રૂપિઆ આપી આ બલાને મહીસુરમાંથી ટાળી.

સતીમંગલમાં નંદરાજને સિપાહીઓએ ઘણો સતાવ્યો તેથી તેણે તેના સંબંધમાં હૈદરઅલીની સલાહ પૂછી અને તેની મદદ માગી. હૈદરઅલીખાંએ સિપાહીઓને સમજાવ્યા અને આગલી લડાઇઓમા પોતાને જે માલ મળ્યો હતો તે તેમને વ્હેંચી આપ્યો. ત્યાર પછી તેમણે પોલીગારોને દબાવી અને માપલાઓ પાસેથી પુષ્કળ ધન મેળવી પોતાનો કારભાર શરૂ કર્યો. તેમની આવી કુશળતા જોઇ નંદરાજ ઘણા રાજી થયા અને તેમણે પોલીગારો ઉપર હૈદરઅલીએ મેળવેલા વિજયના સમાચાર અને સાથે સાથે ૧ કરોડ રૂપિયા પોતાના જમાઇ એટલે મહીસુરના રાજાને મોકલાવ્યા. થોડા દિવસ પછી તેણે હૈદરઅલીખાંને ડીંડીગલ અને પાલઘાટનો બંદોબસ્ત કરવા માટે મોકલ્યો. જ્યારે વિજયના સમાચાર અને ૧ કરોડ રૂ. રાજાને મળ્યા ત્યારે તેનો ક્રોધ શાંત પડયો અને તેણે નંદરાજને પાટનગરમાં બોલાવ્યો. તદનુસાર બે વરસ જેટલા લાંબા ગાળા પછી તે મહીસુર આવીને પોતાના કુટુંબીઓને મળ્યો અને હૈદરઅલી પણ પોતાને સોંપેલું કામ પુરૂં કરીને શ્રીરંગપટ્ટનમાં આવ્યા. આ વખતે મહીસુરના ઘણાખરા કિલ્લાઓ મરાઠાઓ પાસે હતા. એટલુંજ નહિ પણ તેમના કિલ્લેદારો તે કિલ્લાઓનો બંદોબસ્ત કરતા હતા. તેઓ મેહસુલ ઉઘરાવી પુના સરકારને મોકલતા હતા. આ વખતે સરાનો સુબેદાર બળવંતરાવ બદલાઇને તેની જગ્યાએ ગોપાળરાવ નિમાયો હતો, તેણે બેંગલોરને ઘેરો ઘાલ્યો, પણ ત્યાંના કિલ્લેદારે છેવટ સુધી તેનો બચાવ કર્યો.

રાઠાઓની ચટાઇથી મહીસુર દરબારમાં ઘણો ખેદ થયો પણ ેટલામાં નંદરાજ અને હૈદરઅલી ત્યાં આવી પહોંચવાથી તેમનો ાદ આનંદમાં બદલાઇ ગયો.

## બેંગલોરની રક્ષા માટે હયદરઅલીનું જવું
## અને
## ગોપાળરાવને હરાવીને નસાડવો.

ઈ. સ. ૧૧૬૮

મહીસુરના રાજાએ હૈદરઅલીખાંના પરાક્રમથી પ્રસન્ન થઇને ામને "ખાનબહાદુર"નો ખિતાબ અને કિંમતી ઇનામો આપી બેંગ- ાોરની રક્ષા કરવા માટે તેમને મોકલ્યા. હૈદરઅલીખાન ૧૨૦૦૦ ાાયદળ અને ૫૦૦૦ સવારોની ફોજ લઇ બેંગલોર તરફ રવાના ાયા. ગોપાળરાવે ૧૫૦૦૦ સવારોથી તેમનો મુકાબલો કર્યો. હૈદર- પલીખાંએ મરેઠાઓ ઉપર એવો તો સખ્ત હુમલો કર્યો કે માત્ર પેકજ હુમલામાં મરેઠાઓ અસ્તવ્યસ્ત થઇને આમતેમ નાસવા ાાગ્યા. આ લડાઈમાં હૈદરઅલીખાંને પુષ્કળ સામાન મળ્યો હતો. ાાપાળરાવે નાસીને બેંગ્લોરથી કેટલેક દુર મુકામ કર્યો. હૈદરઅલીખાંએ ની પુઠ પકડી ઘણા મરેઠાઓને કાપી નાખ્યા અને તેમનો માલ પસબાબ છીનવી લીધો. આજ અરસામાં એવા સમાચાર મળ્યા કે ેશ્વાસરાવભાઉ કે જેણે ૩ લાખ ફોજ સહિત દિલ્હી ઉપર ચઢાઇ રી હતી તેણે પાણીપતના મેદાનમાં અહેમદશાહ દુરરાનીના હાથે ભરી હાર ખાધી. અને બાલાજીરાવ પેશવા ગાંડો થઇને મરણ ામ્યો. આ સમાચાર મળતાંજ ગોપાળરાવ રણભૂમિનો ત્યાગ કરી ારાના કિલ્લામાં જઇ ભરાયો. તેના પલાયન થયા પછી હૈદરઅલી- ાાંએ મહીસુરમાં મરેઠાઓએ સ્થાપન કરેલાં સઘળાં થાણું ઉઠાવી ક્યાં. આ પ્રમાણે મરેઠાઓને સેહ આપી તે શ્રીરંગપટ્ટનમાં આવ્યા.

## નંદરાજને પ્રધાનપદ ઉપરથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેની જગ્યાએ ખંડેરાવને નિમવામાં આવ્યો.

હી. સ. ૧૧૬૯

જ્યારે હૈદરઅલીખાં શત્રુઓને સેહ આપી પાટનગરમાં પાછા ફર્યાં ત્યારે મહીસુર રાજ્યમાં અંદર અંદર ખટપટ ઉત્પન્ન થઇ રાજાએ પોતાના સસરા અને પ્રધાન નંદરાજની આગલી કારકીર્દી બદલ તેને ઠપકો આપ્યો. આથી તે ૨૦૦૦ પાયદળ ૫૦૦ સ્વાર અને ૫૦૦ સિપાહીઓના રિસાલા સાથે કિલ્લામાં જઇ રહ્યો અને કહ્યું કે—હવે હુ ઘરડો થએલો હોવાથી પહેલાંના જેવું કામ મારાથી થઇ શકતું નથી." આથી તેને પ્રધાનપદનું રાજીનામું આપવાનું કહ્યું. તેનો પણ તેણે ઇન્કાર કર્યો. ત્યાર પછી રાજાએ તેની પાસેથી રાજ્યને લગતા કેટલાક કિંમતી દસ્તાવેજો મગાવ્યા. તે પણ તેણે ન આપ્યા.તેથી છેવટે લાચાર થઇને રાજાએ તેમજ હૈદરઅલીખાંએ નદરાજને ઘણોએ સમજાવ્યો. એટલે સુધી કહ્યુ કે—આ કાગળીઆં તમારે શા કામના છે? રાજા તમારા ઉપર નારાજ થએલા હોવાથીજ તેમણે તમારી પાસેથી આ કાગળો મંગાવ્યા છે. જ્યારે તેમનો ગુસ્સો ઉતરી જશે ત્યારે તમને તમારૂં પ્રધાનપદ પાછું આપશે માટે આ વખતે તો સમજી જવામાંજ સાર છે." આટલું આટલું કહ્યા છતાં પણ નંદરાજ એકનો બે ન થયો. તેથી હૈદરઅલી નિરાશ થઇને મહીસુરમાં આવ્યા અને સઘળી બીના રાજાને જાહેર કરી. તે ઉપરથી રાજાએ તેમને હુકમ કર્યો કે નંદરાજ ઉપર ચઢાઇ કરીને તેમની પાસેથી દસ્તાવેજો છીનવી લેવાં. હુકમનો અમલ કરવામાં આવ્યો અને હૈદરઅલીખાંએ નંદરાજને હરાવી તેની પાસેથી સઘળા દસ્તાવેજો છીનવી લીધા. આ હારથી શરમાઇને નંદરાજ પોતાની જાગીરના ગામમાં ચાલ્યો ગયો અને રાજાએ ખંડેરાવને પોતાનો પ્રધાન બનાવ્યો.

## હૈદરઅલીખાંની બીજી કારરવાઇઓ.

નવાબ મહમ્મદઅલીખાંએ પોંડીચેરી જીતી લેવા માટે અંગ્રેજોની મદદથી ફ્રેંચો સાથે લઢવાનો વિચાર કર્યો અને હૈદરઅલીને લખ્યું કે જો તમે અમને આ લડાઇમાં મદદ કરશો તો તમને જીજી અને ત્યાગગઢ આપવામાં આવશે. આથી હૈદરઅલીએ ૬૦૦૦ પાયદળ, ૩૦૦૦ હજાર સવાર અને ૨૦૦૦ કરનાટકી પાયદળ પોડીચેરી તરફ રવાના કર્યા. માર્ગમાં તેમને ખબર મળી કે પોલીગાર આનીકુલ પ્રજાને રંજાડી રહ્યો છે. એટલુંજ નહિ પણ તે પોતાના નોકરોને પણ સતાવી રહ્યો છે. આથી હૈદરઅલીના મદદગાર સૈયદ સાહેબે તેને રાજ્યનગરમાં મોકલી દીધો અને ત્યાંથી આગળ પ્રયાણ કર્યું અને રસ્તામાં ૧૨ મહલનો કબજો કરી, ત્યાંથી મજલ દર મજલ કુચ કરતાં પોંડીચેરી પહોંચ્યા અને ત્યાં ઘણી બહાદુરી બતાવી.

## પ્રધાન ખંડેરાવની નીચતા
## અને
## હૈદરઅલીની બહાદુરી

હી. સ. ૧૧૭૦

મહીસુરનો નવો પ્રધાન ખડેરાવ ઘણો કૃતઘ્ન અને ઉપકારનો બદલો અપકારથી વાળનાર, દગાખોર અને રાજ્યદ્રોહી હતો.

પ્રધાનપદ ઉપર આવતાંજ તેણે પોતાની ચાલબાજીઓ શરૂ કરી દીધી. એક તરફથી તે હૈદરઅલીને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરવા લાગ્યો અને બીજી તરફથી તે રાણીઓને ઉશ્કેરવા લાગ્યો ત્રીજી તરફથી રાજાને પણ ખોટી રીતે સમજાવવા લાગ્યો, અને ચોથી તરફથી મરેઠાઓ સાથે ખાનગી સંદેશા ચલાવવા લાગ્યો. એક દહાડો તેણે ખાનગીમાં રાજાને હૈદરઅલીખાં વિરૂદ્ધ સારી રીતે ભંભેર્યો. રાજા કાનનો કાચો હતો. તે પ્રધાનની ચાલબાજી સમજી શકયો નહિ.

તેથી તે તરતજ પ્રધાનની ઇચ્છાને વશ થયો. આથી પ્રધાને પ્રસન્ન થઇને પેશ્વા સરકારને મદદ માટે લખ્યુ.

મરેઠાઓને તો એવું જોઇતુજ હતુ. તેમણે એસાજી પંડિતને ૪૦૦૦૦ સવાર, ૨૦૦૦૦ પાયદળ અને તોપખાના સાથે મહીસુર તરફ મોકલ્યો. આ વખતે હૈદરઅલીની સેના પોંડીચેરી અને બારા મહેલમાં રોકાયલી હતી. જ્યારે એસાજીના આગમનના સમાચાર મળ્યા ત્યારે પ્રધાને કિલ્લા પરની તોપોનુ મોઢુ હૈદરઅલીના રહેઠાણ તરફ ફેરવ્યું અને કેટલાક ગોળા ફેંક્યા પણ ખરા. તેની આવી દગાબાજી જોઇને હૈદરઅલીને ઘણી નવાઈ લાગી. પણ તે કાંઇ કાચા ન હતા. તેમણે રાતના સમયે સઘળો માલ અસબાબ સાથે લઇ આનીકુલ તરફ કુચ કરી અને ત્યાંથી બેંગલોર જઇ ત્યાંના માણસોને પોતાના પક્ષમાં લીધા અને શાહુકારો પાસેથી ૫૦ લાખ રૂ. લઇ લશ્કરની વ્યવસ્થા કરવા લાગ્યા. તેમણે પોતાની મદદને માટે મીર-અલી અને સૈયદ મખદુમઅલીને બોલાવ્યા. તેમાંથી સૈયદ મખદુમઅલી પોતાના રિસાલા સાથે તરત આવી પહોચ્યા. આ અરસામાં એસાજી પણ આવી પહોંચ્યો. તેણે ખંડેરાવને મળી બેંગલોર તરફ કુચ કરી. અને તેની સાથે ખંડેરાવ પણ ૯૦૦૦ સવાર અને ૧૪૦૦૦ પાયદળ લઇ બેંગલોર તરફ રવાના થયો. બન્ને લશ્કરોએ લોકો ઉપર ભારે અત્યાચાર કર્યા અને કિલ્લા ઉપર કેટલાક ગોળા ફેંકયા, પરંતુ તેની કાંઇ પણ અસર ન થઇ. ત્યાર પછી સૈયદ મખદુમઅલીએ પોતાના રિસાલાઓ સાથે મરેઠાઓ ઉપર હુમલો કર્યો, પણ તેમની પાસે મુઠ્ઠીભર સૈનિકો હોવાથી મરેઠાઓએ તેમને ઘેરી લીધા. બે દિવસ સુધી સારી રીતે યુદ્ધ ચાલ્યું. એ અરસામાં હૈદરઅલીખાંએ નંદરાજની મદદ માગી અને તેણે પોતાનું લશ્કર તેમની મદદ માટે મોકલી આપ્યુ. મદદ આવતાંજ હૈદરઅલીખા, સૈ. મખદુમઅલી અને નંદ-રાજના લશ્કરે ત્રણે બાજુથી હુમલો કર્યો જે શત્રુઓ રોકી શકયા નહિ. તેમની સેનામાં ભંગાણ પડયું અને મરેઠા સિપાહીઓ જે દિશામાં

માર્ગ જડયો તે દિશામાં નાસવા લાગ્યા. એસાજી અને ખંડેરાવ પણ દુમ દબાવીને નાઠા. કેટલેક દુર જઇને તેમણે મુકામ કર્યો અને હવે શું કરવું તે વિષે મસલત કરવા લાગ્યા. એ અરસામાં નંદરાજે એસાજીને એક પત્ર લખીને જણાવ્યું કે હૈદરઅલી કાંઇ રાજ્યના નોકર નથી પણ તે તેના માલિક જેવા છે. તેમનીજ કોશિશોથી મહીસુર આ દરજ્જા સુધી પહોંચ્યું છે અને ખંડેરાવ પણ તેમની મહેરબાનીથીજ આ દરજ્જા સુધી પહોંચ્યો છે. માટે તમને યોગ્ય નથી કે ખંડેરાવના કહેવાથી હૈદરઅલી સુલતાન સાથે યુદ્ધ કરી પ્રજાને પાયમાલ કરવી અને દેશનો નાશ કરવો. માટે તમે સમજીને ચાલ્યા જાઓ. આ પત્ર મળતાંજ એસાજી ખરી બીના સમજી ગયો અને તેણે હૈદરઅલીખાંના હાથનો જોઇ લીધાજ હતા. એટલુંજ નહિ પણ તે સારી રીતે સમજતો હતો કે જ્યારે હૈદરઅલીના સારા સારા રિસાલાઓ બીજે ઠેકાણે રોકાયલા હોવા છતાં તેમણે જેવી તેવી ફોજોથી બન્ને લશકરોને સેહ આપી છે ત્યારે જો તેમના અસલ રિસાલાઓ મોજુદ હોત તો તે શું ન કરી શકત ? તેમની સાથે લઢવામાં કાંઈ સાર નથી. એવો વિચાર કરીને તે ત્યાંથી પોબારા ગણી ગયો. પણ જતાં જતાં રસ્તામાં તેણે બારામહાલ ઉપર હુમલો કર્યો. જ્યારે આ સમાચાર હૈદરઅલીખાંને મળ્યા ત્યારે એક પળ પણ નહિ ખોતાં તેમણે બારામહાલ તરફ કુચ કરી. જતાં જતાં તેમણે માર્ગમાં પોતાની ફોજો એકઠી કરી. જ્યારે આ સમાચાર એસાજીને મળ્યા ત્યારે એક પળનો પણ વિલંબ કર્યા વિના તે ત્યાંથી નાશી ગયો.

પછી હૈદરઅલી પોતાની ફોજ સાથે આગળ વધ્યા અને રસ્તામાં આવતા સઘળા થાણાઓનો બંદોબસ્ત કરી નંદરાજની મુલાકાતે આવ્યા. આ અરસામાં તેમને રાજાની દાદી અને રાણીઓનો નીચેની મતલબનો પત્ર મળ્યો.

**" પ્રિયપુત્ર ? અને વ્હાલા ભાઇ હૈદરઅલી ! તમે**

**અહિંઆંથી ગયા ત્યારથી રાજ્યમાં ઘણી અવ્યવસ્થા થઇ ગઈ છે, કેટલેક ઠેકાણે બળવો થવાની પણ બીક રહે છે. માટે અમે તમને અમારા પુત્ર અને ભાઈ સમાન ગણી લખીએ છીએ કે આ પત્ર મળતાંજ તમે તરત આ તરફ આવો અને અમારી લાચારી જુઓ. તેમજ અમને મદદ કરી રાજ્યની વ્યવસ્થા તમારા હાથમાં લો અને પ્રજાને આ સંકટમાંથી છોડાઓ. "**

આના ઉત્તરમાં હૈદરઅલીએ રાજાની દાદી અને રાણીઓને દિલાસાપત્ર લખ્યો અને પોતે શ્રીરંગપટ્ટન તરફ રવાના થયા. ત્યાં પહોચીને તેમણે રાજ્યમહેલ ઉપર કેટલાક ગોળા ફેંકયા. ગોળા પડતાંજ રાજા ભયભીત થયો અને તેણે હૈદરઅલીખાંને તેનુ કારણ પૂછાવ્યું. હૈદરઅલીએ જવાબ આપ્યો કે "હુ તો આપનો સદાનો વફાદાર છું. પણ આપે મારા શત્રુને આશ્રય આપેલો હોવાથી લાચારીએ મારે આ કામ કરવું પડયુ છે. આપ તેને મારે હવાલે કરો. એટલે હું તેનો તેજ છુ." રાજાએ ખંડેરાવ તરફથી અનેકવાર માફી માગી પણ હૈદરઅલીએ તે માન્યું નહિ. તેથી છેવટે તેના પ્રાણની રક્ષા કરવાની શરતે રાજાએ ખંડેરાવને હૈદરઅલીને સ્વાધીન કર્યો. એટલે હૈદરઅલીએ તેને કેદ કરીને બેંગલોર મોકલાવી[1] દીધો.

---

નોટ. ૧ લેવિન બી. બોરિંગ સાહેબ આ બનાવના સંબંધમાં લખે છે કે મહીસુરનો રાજા ચકા કરશન પોતાના પ્રધાન તેજ રાજની ગુલામીથી કંટાળી ગયો હતો અને હૈદરઅલીએ તેજરાજને પોતાના પક્ષમાં લીધો હતો. આ કારણથી મોટી રાણીએ ખંડેરાવને પોતાના પક્ષમાં લીધો. ખંડેરાવ ભણેલો ગણેલો અને હુશિઆર હતો. હૈદરઅલીએ તેને નાના ઓદ્ધા ઉપરથી એક મોટી સેનાનો સેનાપતિ બનાવ્યો હતો એટલુંજ નહિ પણ તે તેના ઉપર પુરેપુરો વિશ્વાસ રાખતા હતા. રાણીએ તેને પોતાના પક્ષમાં લીધો અને

## રાજ્યનગરનો બંદોબસ્ત.
## રાજાનું પદભ્રષ્ટ થવું.
## અને
## હૈદરઅલીનું મહીસુરની ગાદી ઉપર બેસવું.

ખંડેરાવને કબજામાં લીધા પછી હૈદરઅલીએ રાજાને કેટલાક ઘોડા અને બીજુ નજરાણું મોકલીને કિલ્લામા દાખલ થવાની પરવાનગી માગી. પરવાનગી મળતાજ તે કેટલાક ચુનંદા સૈનિકોને સાથે લઇ કિલ્લામાં પેઠા અને ઠેર ઠેર ચોકી બેસાડી દીધી મહેલમાં પહોંચીને તેમણે રાજાને પદભ્રષ્ટ કર્યો અને પોતે રાજકારભાર ચલાવવા લાગ્યા. તેમની રાજ્યપદ્ધતિ ઘણી સારી હતી પ્રજા તેમનાથી ઘણી પ્રસન્ન રહેતી હતી. એટલુજ નહિ પણ સૈનિકો તો તેમના ઉપર મરી ફીટતા હતા. થોડા વખતમાંજ તેમણે રાજ્યની ઘણી સારી વ્યવસ્થા કરી રાજ્યને આબાદ કર્યું. હુન્નર ઉદ્યોગની સારી પ્રગતિ થઇ. દુર દેશના વેપારીઓ ત્યાં વેપારાર્થે આવવા લાગ્યા અને તેમણે સેનામાં પણ એટલો વધારો કર્યો કે જેની કાંઈ ગણત્રીજ ન હતી. ત્યાર પછી ઘાટનો બંદોબસ્ત કરવા માટે તેમણે ઇસ્માઇલ સાહેબને

---

મરેઠાઓની મદદ માગી તેમજ દગાબાજ ખંડેરાવ કે જે હૈદરઅલીની મદદથીજ આ ઓદ્ધા ઉપર આવ્યો હતો તે દગાબાજી કરીને હૈદર-અલીનો મુકાબલો કરવાને તૈયાર થયો. પણ તેમાં તેનો પરાજય થયો. એટલે હૈદરઅલીએ મહીસુર ઉપર હુમલો કર્યો અને રાજ્યનો કબજો લઈ ખંડેરાવને પોતાને સોંપવાની માગણી કરી. રાજાની રાણીઓએ તેના પ્રાણની યાચના કરી. હૈદર-અલીએ તેના પ્રાણ બચાવવાનું કબુલ કર્યું. આ શરતે ખંડેરાવ હૈદરઅલીને સોંપવામાં આવ્યો, પણ હૈદરઅલીએ તેને લોઢાના પાંજરામાં કેદ કરીને બેંગલોર મોકલી દીધો અને તમામ આયુષ્ય પર્યંત તેને દુધભાત ખાવા માટે આપતા રહ્યા. લેખક.

તે તરફ મોકલ્યા અને પોતાના જુના મિત્ર નંદરાજને રહેવા માટે એક જુદો મહેલ આપ્યો. તેમજ સૈયદ મખદુમઅ ીને શ્રીરંગપટ્ટનના કિલ્લેદાર બનાવ્યા. આ સઘળા કામોથી પરવારીને તેમણે રાજાને તેમજ રાણીઓને કેટલીક કિંમતી ભેટો મોકલી અને તેમના કહેવા પ્રમાણે રાજ્યની વ્યવસ્થા કરી. પછી બેંગલોર જઇને શાહુકારોનું દેવુ ચુકવી આપ્યું.

## હૈદરઅલીની ઉન્નતિ.

હુમલાતે હયદરીના કર્તા હૈદરઅલીની તરક્કી વિષે આ પ્રમાણે લખે છે. મીર ફતેહઅલીખાંના મરણ પછી તેમની સઘળી મિલ્કત તેમના બે પુત્રો શેહબાઝખાન અને હયદરઅલીખાંના કબજામાં આવી અને તેમણે પોતપોતામાં તે વ્હેંચી લીધી. થોડા વખત પછી શેહબાઝખાં મરણ પામ્યા. એટલે તેમનો વારસો પણ હૈદરઅલીખાંને મળ્યો. સઘળા સરદારો તેમને માન આપવા લાગ્યા. સિપાહીઓ પણ તેમનાથી ખુશ રહેતા હતા અને મુસલમાન સિપાઇઓ તો તેમને માટે પ્રાણ આપવાને પણ તૈયાર રહેતા હતા. પ્રધાનને પણ તેમણે વશ કરી લીધો હતો. તે તેમને પૂછ્યા વિના કાંઇ પણ કામ કરતો નહિ. આ તે સમયની હકીક્ત છે કે જ્યારે વિજયનગરનું રાજ્ય અસ્ત વ્યસ્ત થઈ રહ્યું હતુ અને દુરના સુબાઓ રાજાની સત્તાનો અનાદર કરી સ્વતંત્ર થઇ રહ્યા હતા.

બેંગલોરનો રાજા લચ્છમનરાજ તે સૌમાં વધુ પૈસાદાર હતો તેની પાસે રાજ્યની વ્યવસ્થા કરવા પુરતી સેના હતી, પણ તે શત્રુઓ સાથે લઢવા માટે પુરતી ન હતી. હૈદરઅલીએ પ્રધાનને કહ્યું કે; " બેંગલોર હસ્તગત કરવાની આ સારી તક છે અને હું મારાથી બનતી દરેક સેવા કરવાને તૈયાર છું. " પ્રધાને તેનું કહેવું માન્ય કર્યું અને રાજા પણ તેમાં સંમત થયો. એટલે હૈદરઅલીએ ૨૦૦૦૦ સિપાહીઓની ફોજ સાથે બેંગલોર તરફ કુચ કરી. જ્યારે આ સમાચાર રાજાને મળ્યા ત્યારે તે બેંગલોરનો ત્યાગ કરી સિવરન

દુર્ગમાં જઈ ભરાયો. હૈદરઅલીએ સિવરન દુર્ગને ઘેરો ઘાલ્યો. અને એક મહિના પછી તેમણે આ શરતે ઘેરો ઉઠાવી લેવાનું કબુલ કર્યું કે રાજા આ વખતે ૪ લાખ રૂ, અને દરવર્ષે ૮ લાખ રૂ. મહીસુરના રાજાને ખંડણી પેટે આપે. રાજાએ આ વાત કબુલ કરી ૪ લાખ રૂ. ગણી આપ્યા પછી શંભુનાથ નામક એક માણસને બેંગલોરમાં મૂકી પોતે વિજયના વાજા વગડાવતા શ્રીરંગપટ્ટનમાં આવ્યા. રાજા તેમના ઉપર ઘણો પ્રસન્ન થયો અને " ફરઝન્દ અર્જમન્દ " નો ખિતાબ આપ્યો. હવે આ તરફ બેંગલોરમાં શું બને છે તે આપણે જોઇએ. રાજાએ મહીસુરની તાબેદારી સ્વીકાર્યા પછી તેના મિત્રોએ તેને વેર લેવા માટે ઉશ્કેર્યો, આથી તેણે શંભુનાથને કેદ કર્યો અને બળવાની તૈયારી કરી, આ સમાચાર મળતાંજ હૈદરઅલી ૨૦૦૦૦ સિપાહીઓ સાથે બેંગલોર તરફ રવાના થયા અને તા. ૬ સફર હી. સ. ૧૧૬૦ અને ઇ. સ. ૧૭૪૭ માં બેંગલોરથી ૨૦ માઇલ દુર બન્ને ફોજોનો મુકાબલો થયો. રાજાનાં સૈનિકો હૈદરઅલીના સૈનિકો જેટલા કસાયલા ન હતા. તેથી તેઓ હૈદરઅલીની ફોજનો મુકાબલો કરી શકયા નહિ. પહેલાજ હુમલામાં તેમની સેનામાં ભગાણ પડયું અને સૈનિકો જુદી જુદી દિશામાં નાસવા લાગ્યા અને પોતે પણ કેદ પકડાયો. ત્યાર પછી હૈદરઅલીએ બેંગલોર તરફ કુચ કરી. એટલે ત્યાંના લોકોએ બેંગલોર તેમને સ્વાધીન કર્યું. બેંગલોર હસ્તગત કર્યા પછી તેના તાબાના બીજા કિલ્લાઓ પણ હૈદરઅલીએ હસ્તગત કર્યા અને શભુનાથને કેદમાંથી છોડાવીને તેને બેંગલોરનો રાજકારભાર સોંપ્યો. ત્યાર પછી આ વિજયના સમાચાર તેમણે રાજાને કહેવરાવ્યા, જે તે સાંભળીને ઘણો આનંદ પામ્યો અને રાજ્યવહીવટના ધારાધોરણ નક્કી કરી શંભુનાથને મોકલ્યા. પ્રધાન પણ આ વિજયથી અત્યંત પ્રસન્ન થયો. પણ તેને ભય હતો કે બેંગલોરનો[1] રાજા કદાચ ફરીથી બળવો

નોટ—૧. ગોપાળરાવ સાથે બેંગલોર માટે જે યુદ્ધ થયું હતું તે બનાવ બેંગલોર મહીસુર સાથે જોડાયા પછી બન્યો હતો.

કરે. આ કારણથી તેણે તે પ્રાંત હૈદરઅલીના સૈનિકોના પગાર પેટે તેમને સોંપી દીધો.

હૈદરઅલી પણ આ યુક્તિ સારી રીતે સમજી ગયા. છતાં પણ તેમણે ભેટનો સ્વીકાર કર્યો અને પોતાની ફોજમા સારી ભરતી કરી. આ વખતે તેમની પાસે એટલા સૈનિકો હતા કે સર્વ કોઇ તેમનાથી ડરતા રહેતા હતા તે ધીમે ધીમે ઝમીનદારો અને ખડીઆ રાજાઓ ઉપર પોતાનો પ્રભાવ પાડવા લાગ્યા

ઇ. સ. ૧૭૫૧માં ચંદા સાહેબ અને ફ્રેંચોએ કર્ણાટકના નવાબ મહમદઅલીખાનને ઘણા હેરાન કર્યા અને ત્રિચીનોપલીને ઘેરો ઘાલ્યો. આથી મહમદઅલીએ મહીસુરના પ્રધાનને લખ્યુ કે જો તમે મારી મદદ કરો અને લડાઈમા આપણો વિજય થાએ તો ત્રિચીનોપલીનો કિલ્લો તમારે સ્વાધીન કરીશ. આથી પ્રધાને ઇ. સ. ૧૭૫૩માં એક મોટી ફોજ લઇ કર્ણાટક તરફ કુચ કરી અને તા. ૬ ફેબ્રુઆરી ૧૭૫૩ના દિવસે ત્રિચીનોપલીમાં દાખલ થયો અને ઘેરો ઘાલનારાઓ ઉપર સખ્ત હુમલો કર્યો. બન્ને પક્ષો વચ્ચે ઘમસાણ યુદ્ધ થયું, જેમાં વિજયદેવી મહીસુરની સેનાને વરી. સેનાપતિ હૈદરઅલીએ પણ પોતાના લસ્કર સહિત આ લડાઇમાં ભાગ લીધો હતો અને તેમણે એટલી તો બહાદુરી બતાવી કે મોટા મોટા લડવઇયાઓ પણ દંગ રહી ગયા. અનેક વાર શત્રુની ફોજમાં ઘુસી જઇ તેમના સરદારોના માથા કાપી લાવ્યા. છેવટે ચંદા સાહેબ પણ મરણ પામ્યો અને ફ્રેંચો પણ નાસી ગયા. આ પ્રમાણે લડાઇનો અંત આવ્યો. પછી પ્રધાને મહમદઅલી પાસે ત્રિચીનોપલી જિલ્લાની માગણી કરી પણ મહ-મદઅલીએ તેને બદલે મદારનો કિલ્લો આપવા માંડયો આથી બન્ને પક્ષો વચ્ચે દુશ્મની થઈ.[૨]

---

નોટ—૨ " મહીસુરના ચીફ કમીશનર લેવિન બી. બોરિંગ સાહેબ સી. આઈ. ઈ. પોતાના પુસ્તક હૈદરઅલી અને ટીપુ સુલતા-ન"માં લખે છે કે ઇ. સ. ૧૭૫૧માં હૈદરઅલીએ મહીસુર રાજ્યની

ત્રિચીનોપલી મેળવવામાં નિરાશ થએલા નંદરાજે તલવારના જોરથી તેને મેળવવાનો પ્રયત્ન કર્યો. આ હેતુ સફળ કરવા માટે તેણે ત્રિચીનોપલી ઉપર ચઢાઇ કરી. પણ ચંદાસાહેબના મરી ગયા પછી ફ્રેંચ લોકો મહમદઅલી સાથે મળી ગયા હતા. આ કારણથી નંદરાજનું કાંઇ વળ્યું નહિ. હજી લડાઇ ચાલતી હતી એટલામાં મહીસુરથી પત્ર આવ્યો કે મરેઠાઓ મહીસુર તરફ આવી રહ્યા છે, તેમની ઇચ્છા મહીસુર પાસેથી ખંડણી લેવાની છે, માટે આ પત્ર દેખતા તરત આ તરફ આવો. આ કાગળ મળતાંજ તરતજ ઘેરો ઉઠાવી લઈને પ્રધાન મહીસુર તરફ રવાના થયા, તેના આગમનથી રાજાને પણ ઘણો આનંદ થયો. એક દહાડો સઘળા સરદારોએ મળીને નક્કી કર્યું કે મરેઠાઓને અટકાવવા માટે લશ્કર મોકલવું પરંતુ સિપાહીઓનો પગાર ચઢી ગએલો હોવાથી તેમણે લડાઈમાં જવાની ના પાડી આ કારણથી હૈદરઅલી સુલતાને પોતાની પાસેથી તેમનો પગાર ચુકવી આપ્યો. એટલે સિપાહીઓ લઢવાને માટે રાજી થઇ ગયા. ત્યાર પછી સરદારોએ એકઠા થઇને નક્કી કર્યું કે હવે શું

---

ઘણી કિંમતી સેવા બજાવી. તે મહીસુરની સેનાના મોટા અધિકારી હતા. મહમદઅલીએ વાયદો કર્યો હતો કે ત્રિચીનોપલી અને તેની આસપાસનો મુલક મહીસુર સરકારને આપવામાં આવશે. મહીસુરના લશ્કરી કમાન્ડર તેજરાજ અંગ્રેજ અને ફ્રેંચ બન્ને સાથે મસલેહત ચલાવતો રહ્યો. પણ છેવટે તેણે ફ્રેંચોનો સાથ આપ્યો. કેમકે મહમદઅલીએ દગો કરીને ત્રિચીનોપલી તેને આપ્યું નહિ. છેવટે તે લાચાર થઇને ઇ. સ. ૧૭૫૫માં મહીસુર પાછો આવ્યો."

બોરિંગ સાહેબે પ્રધાનનું નામ તેજરાજ લખ્યું છે. પણ તેજરાજ નામનો કોઇ પ્રધાન ન હતો. પ્રધાનનું નામ નંદરાજ હતું. તેજરાજ તો મહીસુરનો રાજા હતો કે જે ઇ. સ. ૧૭૬૬માં ગાદી ઉપર બેઠો હતો અને ઉપરનો બનાવ તો ઇ. સ. ૧૭૫૫માં બન્યો હતો, જ્યારે ચકા કરશન ગાદી ઉપર હતો. લેખક.

કરવું? અને કોને સરદાર નિમવો? મરાઠાઓની મોટી સેના જોઇ કોઇની પણ હિંમત ચાલતી નહિ. જ્યારે કોઇની પણ હિંમત ન ચાલી ત્યારે તેમણે એકમતે હૈદરઅલી સુલતાનને મોકલવાનો ઠરાવ કર્યો. પણ તે સમયે હૈદરઅલી પુર્વઘાટ તરફ લડાઇમાં રોકાએલા હોવાથી તેમને પત્ર લખીને પૂછાવ્યું અને તેમણે તે વાતનો સ્વીકાર પણ કર્યો. પરંતુ તે મહીસુર આવીને મરાઠાઓનો મુકાબલો કરે તે પહેલાં તો મરાઠાઓ ત્યાં આવી પહોંચ્યા અને તેમને રાજાએ ૨૦ લાખ રૂ. આપીને પાછા કાઢ્યા.

ઇ. સ. ૧૭૫૭ના ઓક્ટોબર માસમાં હૈદરઅલીએ પોતાના લશ્કર સાથે ડિંડીગલ તરફ કુચ કરી અને એક મહિનો ત્યાં રહીને શોલાવન્ડનનો કિલ્લો હસ્તગત કર્યો. પણ થોડા સમય પછી તેમને ડિંડીગલ તરફ પાછા હઠવું પડયુ. એક વરસ સુધી તેમણે ત્યાજ મુકામ કરીને ફ્રેંચોને[1] પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો અને તેમની સહાયતાથી મદુરા તરફ કુચ કરી. અહિંઆં ધાર્યા પ્રમાણે લાભ મળ્યો નહિ, હજીતો લડાઇ ચાલતીજ હતી એટલામાં મહીસુરથી પત્ર આવ્યો કે મરેઠાઓએ ફરીથી મહીસુર ઉપર ચઢાઇ કરી છે અને તેઓ રૈયત ઉપર જુલ્મ ગુજારી રહ્યા છે. અને ચોથ[2] ઉઘરાવવા માગે છે. માટે તમે વખત ખોયા વિના તરતજ શ્રીરંગપટ્ટનમાં આવો. આ પત્ર મળતાંજ લડાઇ બંધ કરીને હૈદરઅલી પાટનગરમાં આવ્યા. તેમની સાથે ફ્રેંચોની પણ સેના હતી કે જે ત્રીચિનોપલીને ઘેરી રહેલી ફ્રેંચ સેનાને મળવા માગતી હતી. પરંતુ હૈદરઅલી પાટનગરમાં આવી મરાઠાઓને સેહ આપે તે પહેલાં તો રાજાએ તેમને ખંડણી આપીને પાછા કાઢેલા હોવાથી ત્યાં પડયા રહેવામાં કાંઇ સાર ન હતો. આ કારણથી હૈદરઅલી પોતાની જાગીર બેંગલોર તરફ રવાના થયા.

---

નોટ. ૧ આ બનાવ ઇ. સ. ૧૭૫૮ના જાનેવારી માસના છેલ્લા હફતામાં બન્યો હતો.

૨ રાજ્યની આવકનો ચોથો ભાગ. લેખક

## પોંડિચેરીના બનાવો.

ઇ. સ. ૧૭૬૦માં અંગ્રેજો પોંડિચેરીને ફ્રેંચો પાસેથી હસ્તગત કરવા ઇચ્છતા હોવાથી ત્યાંના ગવર્નર લાલીએ હૈદરઅલીની મદદ માગી. આથી હૈદરઅલીએ ૭૦૦૦ સિપાહોની એક ફોજ સૈયદ મખદુમ-અલીની સરદારી તળે ફ્રેંચોની મદદે મોકલી. સૈયદ મખદુમઅલીએ અનેક વાર લાલીને મેદાનમાં આવી લડાઇ કરવાની સલાહ આપી. પણ તે વાત તેના ધ્યાનમાં ઉતરી નહિ. છેવટે તે કિલ્લો અંગ્રેજોને સ્વાધીન કરી ત્યાંથી ચાલ્યો ગયો. તેના ગયા પછી કિલ્લામાંની ફોજ મીર મખદુમઅલીની ફોજ સાથે જોડાઇને બેંગલોર તરફ રવાના થઇ. જેમાં લડવૈયાઓ ઉપરાંત તોપો ઢાળનાર લુહાર, સુતાર વિ કારીગરો પણ હતા. હૈદરઅલીએ દરેક માણસને તેને લાયક યોગ્ય જગ્યા આપી. પરંતુ સૈ. મખદુમઅલી લડાઇ કર્યા વિના પાછા આવેલા હોવાથી તેમને સખ્ત શબ્દોમાં ઠપકો આપી તેમને નીચી પાયરી ઉપર ઉતારી મૂક્યા. પણ જ્યારે આ વાત જાણવામાં આવી કે લાલીના બીકણપણાથી તેમને લડવાની તક મળી જ ન હતી. ત્યારે સિપાહીઓના દેખતાં તેમની માફી માગવામાં આવી અને પહેલાં કરતાં પણ ચઢતો ઓહ્દો આપવામાં આવ્યો. સિપાહીઓ માટે આ શિખામણ જેવી વાત હતી.

## સુલતાનં હૈદરઅલીનું રાજ્યારૂઢ થવું.

## હુમલાતે હૈદરી ઉપરથી

હી સ. ૧૧૭૧

હુમલાતે હયદરીના કર્તા લખે છે કે,

ઇ. સ. ૧૭૦૮માં જ્યારે વિશ્વાજી પંડિત મરાઠી ફોજ લઇ ચોથ ઉઘરાવવા માટે આવ્યો, ત્યારે રાજાએ તેની પાસે પોતાનો પ્રતિનિધી મોકલી કહેવરાવ્યું કે હું હૈદરઅલીથી કંટાળી ગયો છું. તેથી

જો તમે મને તેની ચુંગાલમાંથી છોડાઓ તો હું તમને ખંડણી અને ચોથ ઉપરાંત બીજી પણ રકમ આપવા માટે તૈયાર છું. આ વાત જાણીને વિશ્વાજી શ્રીરંગપટ્ટન તરફ આગળ વધ્યો. અત્યાર સુધી હૈદરઅલી આમાંની કાંઇ પણ વાત જાણતા ન હતા. તેથી જ્યારે એક મિત્ર મારફતે આ વાત તેમના જાણવામાં આવી ત્યારે પોતાની પાસે પાટનગરમાં પુરતુ લશ્કર ન હોવાથી કોઇ ન જાણે તેમ પોતાની જાગીર તરફ રવાના થયા. જ્યારે આ સમાચાર વિશ્વાજીના જાણવામાં આવ્યા ત્યાર તેણે હૈદરઅલીની પુઠ પકડી. બેંગલોર પહોંચતાંજ હૈદરઅલીએ લડાઇની તૈયારી કરવા માંડી અને અરકાટથી મીર મખદુમઅલીને પોતાની મદદે બોલાવ્યા. મહીસુરના રાજાએ પણ હૈદરઅલીને પુરતો વખત ન મળે એટલા માટે પોતાના સરદાર કનારીરાવને બેંગલોર તરફ મોકલ્યો. કનારીરાવ બેંગલોર આવી પોતાના ઉપર હુમલો કરે તે પહેલાં તો હયદરઅલીએ કિલ્લામાંથી બહાર આવીને તેના ઉપર એવો સખ્ત હુમલો કર્યો કે તેના હાંજાજ ગગડી ગયા અને એકજ હુમલામાં તેની સેના આમતેમ નાસવા લાગી. એટલુંજ નહિ પણ કનારીરાવ પોતે પણ કેદ પકડાયો. આ સમાચાર સાંભળતાંજ મહીસુરનો રાજા નિરાશ થયો. થોડા વખત પછી મીર મખદુમઅલીની સેના પણ હૈદરઅલીને આવી મળી. આથી હૈદરઅલીના ઉત્સાહમાં ઘણો વધારો થયો અને તે એક પળ પણ ગુમાવ્યા વિના મહીસુર ઉપર ચઢી ગયા અને રાજાને કેદ કરી પોતે મહીસુરની ગાદી ઉપર બેઠા. ઇ. સ. ૧૭૬૦.

આ બનાવ બન્યો તે પહેલાં એક એવો બનાવ બન્યો હતો કે જેમાં હૈદરઅલીની કાર્યદક્ષતાની પુરેપુરી કસોટી થઇ હતી. ઉપરના બનાવના કેટલાક મહિના પહેલાં ફ્રેંચ સરદાર લાલીએ આલેન નામના બીજા ફ્રેંચ સરદારને મરાઠા સેનાપતિ વિશ્વાજી પાસે મોકલી મદદની માગણી કરી. પણ વિશ્વાજીએ તેને મદદ કરી નહિ જ્યારે આલેને લાલીના પલાયન થવાના સમાચાર સાંભળ્યા ત્યારે પોંડિચેરી

તરફ ન જતાં તે શ્રીરંગપટ્ટન તરફ આવ્યો. અહિં હૈદરઅલી સાથે તેની મુલાકાત થઇ અને હયદરઅલીએ તે સર્વેને નોકર રાખી લીધા. આથી તેમને ઘણો લાભ થયો. આ નવા ફ્રેંચ સરદારે આખી સેનાની નવેસરથી રચના કરી.

## હૈદરઅલીખાંનું યુદ્ધશિક્ષણ

હૈદરઅલી પોતે ઘણા બહાદુર હતા. બહાદુર પિતાના બહાદુર પુત્ર હતા, બહાદુર માતાના પેટે જનમ લીધો હતો અને બાળવય-માંજ લડાઇનું શિક્ષણ લીધું હતું પોતાના પિતા પાસેથી રાજ્ય વ્યવસ્થાનો પણ અનુભવ લીધો હતો. દેખાવમાં તે વીર સૈનિક જેવા દેખાતા હતા;અને સિપાહીઓની સાથે સારી રીતે વર્તતા હતા.લડાઇના મેદાનમાં તે "રૂસ્તમ" જેવા હતા, અને લડાઈમાં અંગ્રેજોની બરાબરી કરે એવા હતા, એટલુંજ નહિ કિંતુ કેટલીક બાબતોમાં તો તે અંગ્રેજોથી પણ વધી જતા હતા. આથી ૩૦ વરસની ઉમરમાં તે એક પ્રખ્યાત સેનાધ્યક્ષ થઇ પડયા.

## બીજું વર્ણન.

જોર્જનામાના લેખક મુલ્લાં ફિરોઝ ઉપરાંત પ્રખ્યાત અંગ્રેજ ઇતિહાસકાર ચાર્લ્સ સ્ટુઅર્ટ સાહેબ લખે છે કે હૈદરઅલીખાં અંગ્રેજોની લડાયકકળા મી. લોરેન્સ અને કલાઇવની પહેલી લડાઇ ઉપરથી શિખ્યા. હતા, જેમની સાથે તેમને લડવાનો પ્રસંગ આવ્યો હતો. આ કળા તેમને ભવિષ્યની લડાઇઓમાં ઘણી કામ લાગી.

મી. સ્ટુઅર્ટ લખે છે કે એક યુદ્ધમાં હૈદરઅલીએ અંગ્રેજોની બે પલટણો એક સાથે કાપી નાખી.

ઈ. સ. ૧૭૫૪ ના ઓગષ્ટ માસની ૧૭ મી તારીખે ત્રિચી-નોપલી મુકામે અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે જબરૂં યુદ્ધ થયું. આ યુદ્ધમાં બન્ને પક્ષોએ પોતપોતાના મિત્રોને પણ મદદે બોલાવ્યા હતા. હૈદરઅલી ફ્રેંચોની મદદે ગયા હતા. તેમણે પહેલાં તો પોતાની

ફોજને લડાઇના મેદાનમાં એક જગ્યાએ એકઠી કરી. અંગ્રેજ સરદારોની નજરતો આ વખતે તેમના તરફજ લાગી રહી હતી.લશ્કરની વ્યવસ્થા કર્યા પછી તેમણે પોતાના લશ્કરના એક ભાગને અંગ્રેજોના હરોલ ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો. ત્યારપછી પોતાની જગ્યા બીજાને સોંપી હૈદરઅલીએ જરા પાછા હઠીને અંગ્રેજો ઉપર એવો સખ્ત હુમલો કર્યો કે તેઓ આશ્ચર્યથી જોઇ રહ્યા. પરિણામ એ આવ્યુ કે અંગ્રેજી ફોજને પાછા હઠવું પડયુ. આમાં હૈદરઅલીને અંગ્રેજો પાસેથી લડાઇને લગતી પુષ્કળ સામગ્રી[૧] મળી.

## "સરા" ઉપર હુમલો.

## ઇ. સ. ૧૧૭૧

મહીસુર હસ્તગત કર્યા પછી આગલા રાજ્યકર્તાના સમયમા જે પ્રગણાઓ સ્વતંત્ર થયા હતા તે સઘળા હૈદરઅલીએ હસ્તગત કર્યા અને કાનાનોર, કડપા તેમજ શાનુરને પણ પોતાને કબજે કરી લીધા. ત્યાર પછી દક્ષિણના સુબેદાર નિઝામઅલીખાના ભાઇ બસાલતજંગ કે જે આધુનીના રાજ્યકર્તા હતા તેમની ઇચ્છા મરાઠાઓ પાસેથી "સરા" જીતી લેવાની હતી. "સરા" પહેલાં હૈદ્રાબાદને તાબે હતુ, પણ પાછળથી બાળાજીરાવ પેશવાએ તે જીતી લીધું હતુ. પરંતુ ઇ. સ. ૧૭૬૧ પાણીપતના યુદ્ધમાં એહમદશાહ અબદાલીના હાથે મરેઠાઓનો પરાજય થયા પછી મરાઠાઓની શક્તિ ઘટી ગઇ હતી. આ તકનો લાભ લઇ

---

નોટ—૧ તે વખતે દેશી સિપાહીઓ લાંબી નાળવાળી અથવા ચાંપવાળી બંદુકો વાપરતા હતા, જે અંગ્રેજ અને ફ્રેંચોના હથીઆરોના મુકાબલામાં જોઇએ તેવી કાર્યસાધક ન હતી, ઉપરની લડાઇમાં હૈદરઅલીને અંગ્રેજો પાસેથી ઘણી બંદુકો મળી જે આગળ જતાં તેમને ઘણી ઉપયોગી થઇ પડી. લેખક.

બસાલતજંગ " સરા " તેમની પાસેથી જીતી લેવાની ઈચ્છા રાખતા હતા, આ હેતુ સફળ કરવા માટે તેમણે " સરા " ઉપર ચઢાઇ કરી અને તેમાં હૈદરઅલીની મદદ માગી. હૈદરઅલીએ માગણીનો સ્વીકાર કર્યો અને પોતાની ફોજ સાથે સરા તરફ રવાના થયા અને ટુંક મુદતમાંજ તેનો કબજો લીધો, આથી બસાલત જંગ તેમના ઉપર ઘણા પ્રસન્ન થયા અને તેમણે દિલ્હીના શહેન શાહને તેમને માટે ભલામણ કરવાનું કર્યું અને તદનુસાર ભલામણ કરી પણ ખરી. ભલામણનો સ્વીકાર થયો અને શહેનશાહે પોતાના માણસ મારફત હૈદરઅલીને કિંમતી ભેટો મોકલાવી અને તેમને " નવાબ " નો ખિતાબ આપ્યો. મરાઠાઓ પાસેથી " હુકોટા " નો કિલ્લો જીતી લીધા પછી નવાબ હૈદરઅલીએ તેમની પાસેથી સરાને લગતા. મર્ગસર અને મધેરીના કિલ્લાઓ પણ જીતી લીધા, નિશાને હૈદરીના કર્તા લખે છે કે હુકોટાના કિલ્લામાંથી બસાલતજંગે માત્ર ૩ તોપોજ લીધી. બાકીનો સઘળો માલ અસ;

---

નોટ–લેવિન. બી. બોરિંગ સાહેબ લખે છે કે સલાબતજંગના બે ભાઇ હતા, ૧ બસાલતજંગ ૨ નિઝામઅલીખાં. નિઝામઅલી-ખાંએ સલાબતજંગને ગાદી ઉપરથી ઉઠાવીને કેદ કર્યો. આ બનાવ ઈ. સ. ૧૭૬૧ માં બન્યો હતો, બસાલતજંગ અડદનીનો રાજ્ય કર્તા હતા. તેણે પોતાના રાજયની સીમા વધારવાનો ઠરાવ કર્યો અને તદનુસાર સરા ઉપર હુમલો કરીને હસ્તગત કરવાનો નિશ્ચય કર્યો. હૈદરઅલી જાણતા હતા કે બસાલતજંગ આ જગ્યા જીતી શકે એમ નથી. તેથી તેમણે તેને પત્ર લખીને જણાવ્યું કે જો તમે મને સરાનો કબજો આપો તો હું તમને ૩ લાખ રૂા. વરસ દહાડે આપીશ. બસાલતજંગે તેમની માગણીનો સ્વીકાર કર્યો. અને પરિણામે તેમને સરાના નવાબ બનાવવામાં આવ્યા, " નવાબ " નો ખિતાબ આપવાની બસાલતજંગને સત્તા ન હતી, પણ હૈદરઅલીએ પોતાની મરજીથી તે ધારણ કર્યું હતું.

બાબ હૈદરઅલીને સોંપી દીધો, એટલુજ નહિ પણ પોલીગાર લોકોની ખંડણી ઉઘરાવવાનું પણ તેમને સોંપી દીધું, તેમજ ગરમકુન્ડાનો જિલ્લો પણ તેમને હવાલે કર્યો અને સનંદ આપતાં કહ્યું કે " આ જીલ્લાનો વહીવટ કરવાને માટે તમે પુરતા લાયક છો. ખુદા તમને તે મુબારક કરે, ત્યાર પછી નવાબ બસાલતજંગ આધુની તરફ ચાલ્યા ગયા, ત્યાર પછી ૧૫-૨૦ દહાડા કિલ્લામાં રહીને હૈદરઅલી પણ રાજ્યધાની તરફ ચાલ્યા ગયા અને મીર ઇસ્માઇલહુસેનને તે કિલ્લાનો સુબેદાર બનાવ્યો.

બસાલતજંગના ગયા પછી હૈદરઅલીએ સરાનો કબજો લીધો અને પછી ચક્કાબલ્લાપુર, રાયદુર્ગ, હરપનહલ્લી અને ચિતલદુર્ગના પોલીગારો તરફ નજર ફેરવી એટલે તેઓ પણ તેમની તાબેદારી સ્વીકારીને ખંડણી આપવા લાગ્યા.

## બાલાપુર અને સરાનો કબજો.
## હી. સ. ૧૧૭૨

સરાના બંદોબસ્તથી પરવાર્યા પછી હૈદરઅલીએ ૮૦૦૦ સવાર ૧૦૦૦૦ પાયદળ, ૧૨૦૦૦ કર્ણાટકી પાયદળ અને ભારે તોપખાના સાથે બાલાપુર તરફ કુચ કરી. બાલાપુરનો પોલીગાર રાજા કિલ્લામાં ભરાયો. તેણે મોરારીરાવ ઘોરપડેને પોતાની મદદે બોલાવ્યો. જે ૧૨૦૦૦ ની ફોજ સાથે તેની મદદે આવ્યો. પણ નંદીગઢના યુદ્ધમાં હૈદરઅલીએ માત્ર એકજ હુમલામાં બન્નેની એકત્ર ફોજને હરાવી નસાડી મૂકી અને તેમની પાસેથી ૨૦૦૦ ઘોડા છીનવી લીધા. ત્યાર પછી કિલ્લા ઉપર ગોળાબારી કરી કિલ્લાનો અમુક ભાગ તોડી નાખ્યો. એટલે રાજાએ લાચાર થઇને સંધિ કરી અને ૭૦૦૦૦૦ લાખ રૂ. નું નજરાણું આપ્યું. પણ બીજા વરસે અભિમાની મુરારી-રાવે રાજાને સમજાવ્યું કે " તમે નવાબને જે રૂ. આપો છો તે તેમને નહિ આપતાં મને આપો. એટલે હું મારી સેનામાં વધારો

કરૂ. " રાજાએ તેનુ કહ્યું માની લીધું અને પાંચ લાખ રૂ. કે જે નવાબને આપવા માટે રાખ્યા હતા તે મુરારિરાવને હવાલે કર્યા. આ સમાચાર હૈદરઅલીખાને મળતાંજ તેમણે કિલ્લા ઉપર આક્રમણ કર્યું અને એકજ હુમલામાં તે જીતી લઇ તેની વ્યવસ્થા કરવા માટે મીર રઝાઅલીખાનને મુકર્રર કર્યા અને તેમને નન્દીગઢ તરફ રવાના કરી પોતે મુરારિરાવની ખબર લેવા માટે ઉપડયા. હૈદર-અલીના આગમનના સમાચાર મળતાંજ મુરારિરાવ ગોરિબન્ડા તરફ નાઠો. હૈદરઅલીએ તેની પુઠ પકડી અને ૭ દિવસમાં ગોરીબન્ડાનો કિલ્લો સર કરી ત્યાંથી નપુકન્ડા તરફ રવાના થયા અને તે કિલ્લો પણ એક મહિનામાં જીતી લીધો. નપુકન્ડાની આસપાસ પહાડ હોવાથી નવાબના સૈનિકોને ગોળાબારી કરવામાં ઘણી મહેનત પડી હતી. નન્દીગઢ તરફ ગએલા મીર અલીરઝાખાંએ અપુર્વ બહા-દુરી બતાવી રાજા અને તેના સાથીઓનો પરાજય કરી; તેમને પકડીને બેગલોર મોકલાવી દીધા. રાજાના બન્ને છોકરાઓએ ઇસ્લા-મનો સ્વીકાર કર્યો. જેમાથી નાનો પુત્ર મરણ પામ્યો.

## મરાઠાઓનો બીજો હુમલો.

સરા ઉપર કબજો થયા પછી અને બસાલતજંગની કારર-વાઇઓથી સ્વતંત્ર નવાબ થયા પછી હયદરઅલીએ મરાઠાઓના કેટલાક કિલ્લા જીતી લીધેલા હોવાથી માધવરાવ પેશવાએ વૈર લેવાનો ઠરાવ કર્યો.

મહીસુરના ચીફ કમીશનર લેવિન. બી. બોરિંગ સાહેબ લખે છે કે જ્યારે તુગભદ્રાને બીજા કાંઠે આવેલા સાવનુર અને ધારવા-ડના કિલ્લા હૈદરઅલીએ જીતી લીધા ત્યારે માધવરાવ પેશવાએ મિરજના સુબેદાર ગોપાળરાવને તેમની સાથે લઢવા માટે મોકલ્યો પણ હૈદરઅલીએ માત્ર થોડાજ લશ્કરથી તેને સેહ આપી.

## બેદનુરનો વિજય

### ઈ. સ. ૧૭૬૩

એક પછી એક કિલ્લાઓ સર કર્યા પછી હૈદરઅલીએ પોતાની દ્રષ્ટિ બેદનુર તરફ ફેરવી. આ કિલ્લાના સંબંધમાં એક જાણવા જેવો બનાવ બન્યો. હૈદરઅલીનો મુકામ જ્યારે સરાના કિલ્લામાં હતો ત્યારે એક દહાડો એકાએક એક નવ વરસનો છોકરો તેમની પાસે આવી કહેવા લાગ્યો કે " જહાંપનાહ હું આપને કાંઇ અરજ કરવા માગુ છુ. કૃપાકરીને આપ તે સાંભળશો. હું બેદનુરના રાજ્ય કુળમાં જન્મેલો છું. બેદનુરનો રાજા ઇ.સ. ૧૭૬૨ માં મરણ પામ્યાથી હાલ તેની જુવાન અને વ્યભિચારી રાણી રાજ્ય કરે છે, તેને કાંઇ પણ સંતિત નથી. તે પોતાના બ્રાહ્મણ પ્રધાન સાથે જારકર્મ કરે છે. તેણે તેને ( પ્રધાનને ) સર્વ સત્તા આપી દીધી છે. આથી તે પોતાનુ ધાર્યું કરી શકે છે. રાજ્ય પાયમાલ થઇ રહ્યું છે.એક દહાડો મે રાણીને કહ્યું કે " રાણી સાહેબ ? તમારા જેવી એક રાણી પ્રધાન સાથે આડો સંબંધ રાખે એ ઇચ્છવાજોગ નથી, લોકો આ વાત જાણે તો આપને શુ કહે ? પ્રધાન પ્રજા ઉપર જુલ્મ કરે છે; છતાં આપ તેનો કાંઈ બંદોબસ્ત કરતા નથી. જો આવી અ-વ્યવસ્થાની બીજા કોઇ રાજાને ખબર પડે તો તે આપણા રાજ્ય ઉપર ચઢાઇ કરવાનું ચુકે નહિ. માટે હવે સમજો તો સારૂં." મારી આ શિખામણ માનવાને બદલે રાણીએ સઘળી વાત પ્રધાનને કહી દીધી. એટલે તે મારા ઉપર ક્રોધે ભરાયો અને મને મારી નાખવાનો ઠરાવ કર્યો અને તદનુસાર તેણે મને મારી નાખવા માટે કેટલાક મારા નક્કી કર્યા. એક દહાડો રાતની વેળાએ હું મારા મહેલમાં સૂતો હતો એટલામાં મારાઓએ આવીને મારૂં ગળું દાબ્યું, હું તેમનો હેતુ સમજી ગયો અને જાણે મરી ગયો હોઉં તેવો ડોળ કરીને પલંગ ઉપર પડયો રહ્યો એટલે મને મૂએલો સમજીને મારાઓ મને ગાંસ-ડીમાં બાંધીને એક મંદિરમાં લઇ ગયા અને ત્યાં પહેલાંથી ખોદી

રાખેલા એક ખાડામાં મને નાખ્યો. અને ઉપરથી માટી નાખી દીધી. મંદિરમાં રહેતો એક વેરાગી આ સઘળું જોઇ રહ્યો હતો મારાઓ ચાલ્યા ગયા પછી તેણે ખાડો ખોદીને મને બહાર કાઢયો. તેના ચેલાએ મારી ગરદને માલિશ કરી. એટલે કેટલેક દહાડે હું બોલી શકયો તે સમયે જોગીએ મને સઘળી હકીકત પૂછી. મે પહેલેથી છેલ્લે સુધી બનેલી સઘળી બીના તેને કહી સંભળાવી. તે ઉપરથી તેણે મને કહ્યું કે: "બચ્ચા! તેરા ઈધર રહેના અચ્છા નહિ. ઉસમેં તેરે પ્રાણકા ભય હય. યદિ તુ અપના પ્રાણ બચાના ચાહતા હોતો યહાંસે ચલા જા." તેના કહેવા ઉપરથી હું ગુપ્ત વેશે આ તરફ નિકળી આવ્યો. હવે મારો ન્યાય કરવો એ આપના હાથમાં છે. કૃપા કરીને આપ મારૂં વૈર લો અને મને તે રાજ્ય અપાવો. મારૂં નામ મહાબુદ્ધિ છે." હૈદરઅલીએ તેની સઘળી હકીકત ધ્યાનપુર્વક સાંભળી. ત્યાર પછી તેણે રાણી પાસે પ્રતિનિધિ મોકલી તેને પોતાની પાસે આવવાનું કહેણુ મોકલ્યું. રાણીએ જવાબ આપ્યો કે: "તમે એક રાજ્યના નવાબ છો અને હું એક રાજ્યની રાણી છું. વળી તમે મુસલમાન છો અને હું હિંદુ છું. તેથી હું તમારી પાસે આવી શકું તેમ નથી. જ્યારે પ્રતિનિધિ આ સંદેશો લાવ્યો ત્યારે હૈદરઅલી ઘણા ક્રોધે ભરાયા અને તેમણે રાણીને શિક્ષા કરવાનો દઢ નિશ્ચય કર્યો અને ૧૦૦૦ સિપાહીઓ સાથે બેદનુર તરફ કુચ કરી. મહાબુદ્ધિ પણ તેમની સાથે હતો. જ્યારે લોકોએ પોતાના રાજાના વારસને હૈદરઅલી સાથે જોયો ત્યારે તેમણે નવાબને જવાનો માર્ગ મોકલો કરી આપ્યો. આથી થોડા સમયમાંજ તે બેદનુરમાં જઇ પહોંચ્યા. રાણીએ લશ્કર લઇને મુકાબલો કર્યો, પણ તેની સેના હયદરઅલીની રણવિશારદ સેના સામે ટકી શકી નહિ. માત્ર એકજ હુમલામાં રાણીના સિપાહીઓ નાસવા લાગ્યા અને રાણી પણ કેદ પકડાઇ ગઇ.

બીજી રિવાયત આ પ્રમાણે છે. જ્યારે હયદરઅલીની સેના બેદનુરની નિકટ પહોંચી ત્યારે રાણી કિલ્લામાં ભરાઈ ગઇ. હૈદરઅલીએ

કિલ્લાને ઘેરા ઘાલ્યો. ૨૭ દિવસ સુધી ઘેરા રહ્યો. છેવટે રાણીએ કિલ્લો હૈદરઅલીને સ્વાધીન કર્યો અને પોતાની જગ્યાએ મહાબુદ્ધિને ગાદી ઉપર બેસાડયો. આ પ્રમાણે રાણીનો બંદોબસ્ત કર્યા પછી હૈદરઅલી મેંગલોર તરફ રવાના થયા અને મહાબુદ્ધિને કહેતા ગયા કેઃ "પાછા આવતાં હું તમારે ત્યાં આવીશ. લડાઇ પહેલાં હયદરઅલી મહાબુદ્ધિ સાથે એવો કરાર કર્યો હતો કે બેદનુરનું રાજ્ય મળ્યા પછી હું મેંગલોર તમને આપીશ.

હૈદરઅલીના ગયા પછી રાણીએ મહાબુદ્ધિને સમજાવીને કહ્યું "મુર્ખ ! હૈદરઅલીને મદદ કરવામાં તેં મોટી ભૂલ કરી છે. તે મુસલમાન છે. આજે તને ગાદીએ બેસાડયો અને કાલે તને ગાદી ઉપરથી ઉઠાડી મૂકશે. માટે જ્યારે તે પાછા આવે ત્યારે તેમનો ઘાત કરવો." મહાબુદ્ધિએ કહ્યું "આ કામ કેમ બની શકે?" ત્યારે રાણીએ જવાબ આપ્યો કે જ્યારે હૈદરઅલી મેંગલોરથી પાછા આવશે ત્યારે રાજ્યમહેલમાં મુકામ કરશે. રાજ્યમહેલમાંથી મહેલમાં જવાનો ગુપ્ત માર્ગ છે, જે જાણનારાઓજ જાણે છે. આ રસ્તામાં દારૂગોળો ભરવો અને જ્યારે રાત્રે હૈદરઅલી આરામ કરતા હોય ત્યારે સુરંગ ઉડાવવી એટલે તેમનો નાશ થઇ જશે." મુર્ખ મહાબુદ્ધિએ આ વાત કબુલ કરી, એટલે રાણીએ પ્રસન્ન થઇને ને સઘળી વાત પોતાના પંડિતને કરી. એટલે તેણે કાવત્રાની શરૂઆત કરી. થોડા દિવસ પછી હૈદરઅલી ત્યાં પાછા આવ્યા અને તે આ કાવત્રાનો ભોગ થઇ પડે તે પહેલાં એક જાસુસે તેમને સઘળી બીના જાહેર કરી દીધી. તે ઉપરથી હૈદરઅલીએ તેના સંબધમાં બારીક તપાસ કરી અને જ્યારે તે વાત સત્ય જણાઇ ત્યારે તેમણે કિલ્લા ઉપર કબજો કરી રાણી અને પ્રધાનનો વધ કર્યો અને મહાબુદ્ધિને કેદ કરી મંદીરના કિલ્લામાં મોકલી દીધો અને પોતે રાજ્યનો કબજો લીધો. મુલ્લાં ફિરોજે પોતાના પુસ્તક જોર્જનામામાં આ બનાવ કવિતામાં લખ્યો છે.

આ વિજયથી હૈદરઅલીના રાજ્યમાં ઘણો વધારો થયો.

એટલુંજ નહિ પણ તેમને બેદનુરના કિલ્લામાંથી ચોખા, મરી, તજ, જાયફળ લવિંગ, એલચી, મોતી, સુખડ, હાથીદાંત, સોનું, યાકુત સોના ચાંદીની ઇંટો, સોનાની પ્રતિમાઓ, ઘરેણાંઓ, અને મોતીઓનો મોટો જથ્થો મળ્યો. કિલ્લામાં એટલો માલ ભરેલો હતો કે પેલી તરફનો સિપાહી આ તરફ અને આ તરફનો સિપાહી પેલી તરફ જોઇ શકતો નહિ. આવો અપુર્વ ખજાનો મળવાથી હૈદરઅલીએ દરેક સિપાહીને ૧।। વરસનો પગાર ઇનામ દાખલ આપ્યો. ત્યાર પછી બેંગલોરનું નામ શાહબન્દર અને બેદનુરનુ નામ હયદરનગર રાખવામાં આવ્યું.

## ઉપરના બનાવ વિષે બોરિંગ સાહેબ શું કહે છે ?

ઈ. સ. ૧૫૬૦મા કલાવી જીલ્લામાં બે ભાઇઓને એક ખજાનો મળ્યો હતો. આ બે ભાઇઓ નાયકના નામથી ઓળખાતા હતા. તેમણે એકેરીમાં નવુ રાજ્ય સ્થાપ્યુ. ત્યાર પછી તેમના એક વંશજ શિવાપ્પા નાયકે એકેરીને સહીસલામત નહિ સમજીને બેદનુરમાં રાજ્ય સ્થાપ્યુ. બેદનુરનો અર્થ "વાંસનો શહેર" આ શહેર પહાડો અને ધાડ જંગલોથી ઘેરાયલુ હતું. તેણે તેને આના કરતાં પણ વધારે મજબુત બનાવ્યુ. બેદનુર ઉપરાંત તેની આસપાસનો મુલ્ક પણ તેના કબજામાં હતો. જેમાં ૧૦૦૦૦ માઇલ જેટલી જમીનનો સમાવેશ થતો હતો. ૧૭મી સદીમા બેદનુરના રાજાઓ મહીસુરના રાજાઓ કરતાં પણ વધારે બળવાન હતા. શિવાપ્પા નાયકના મરણ પછી તેના વંશજો નબળા નિવડયા અને તેમણે પોતાના પિતાએ મેળવી આપેલા રાજ્ય ઉપરજ સંતોષ પકડયો. ઇ. સ. ૧૭૫૫માં બિસવાપ્પા નાયક કે જે ત્યાંનો રાજા હતો તે મરણ પામ્યો અને તેણે પોતાનું રાજ્ય પોતાના બાળપુત્ર ચીનાબિસવીયા અને પોતાની રાણી વરમાજીને સોંપ્યું. રાણી વ્યભિચારમાં પડી ગઇ અને તેણે પોતાના બાળકનો વધ કર્યો. જે દાવેદાર હૈદરઅલી સામે આવ્યો હતો તે કહેતો હતો કે "હું ચીનાબસુયા છું અને બેદનુરની રાણી વરમાજી તથા

તેના પ્રિયતમના ભયથી નાશીને અહિં આવ્યો છું. આ બનાવ
વિગતવાર તફસીલ આ પ્રમાણે છે. સરાનો કબજો લીધા પછી નવ
હૈદરઅલી અને નિઝામ બસાલતજંગનુ લશ્કર ચિતલદુર્ગ મુ
છાવણી નાખી પડયુ હતું તે સમયે એક માણસે તેમની પાસે આ
પોતાને બેદનુરનો વારસ બતાવતાં કહ્યું "હું બેદનુરના રાજાનો
છુ. મારો બાપ મરી ગયો છે અને મારી મા પ્રધાનના પ્રેમમાં
મને મારી નાખવા માગે છે. આ કારણથી હું આપની પાસે આ
છું. માટે કૃપા કરીને મને મદદ કરો. હું આપનો આભાર માનીશ
તેના કહેવા ઉપરથી ઇ. સ. ૧૭૬૪માં હૈદરઅલીએ બેદનુર ઉ
હુમલો કર્યો. તે વખતે ચીનાબસુયા પણ સાથે હતો. તેમણે ત
કરીતો રાણીએ પોતાના પતિના મૃત્યુ પછી માજી પ્રધાનને
કર્યો હતો અને તેની જગ્યા પોતાના જારને આપી હતી. હૈદરઅલ
માજી પ્રધાનને પણ કેદમાંથી કાઢીને પોતાની સાથે લીધો.
ઉપકારને વશ થઇને પ્રધાને તેમને જંગલમાંથી બેદનુર જવાનો
ગુપ્ત માર્ગ બતાવ્યો. આ રસ્તેથી હૈદરઅલી કોઇને પણ ખબર પ
દીધા વિના એકાએક બેદનુરમાં દાખલ થયા. હૈદરઅલીના અચા
આગમનથી બેદનુરની રાણી ગભરાઈ ગઇ અને તેનાથી કાઇ
વ્યવસ્થા થઇ શકી નહિ. એટલુંજ નહિ પણ રાણીના રક્ષક
તેણીનો બચાવ કરી શકયા નહિ. નગરવાસીઓ નગર છોડીને ર
રાત નાઠા. રાણીના રક્ષકે જતાં જતાં મહેલને આગ લગાડી,
હૈદરઅલીએ સત્વર ઓલવી નાખી. મહેલને તાળા વાસ્યા અને સિ
હીઓના પહેરા બેસાડયા.

એવું કહેવાય છેકે બેદનુરના કિલ્લામાંથી હૈદરઅલીને ૧૨ ગિ
અન પૌંડ એટલે ૧ કરોડ અને ૨૦ લાખ પૌંડ જેટલી મિ
મળી હતી ત્યાર પછી હૈદરઅલીએ રાણી અને તેના પ્રેમીં બ
કેદમાં મોકલ્યા.

## પોર્ચુગીઝો સાથે લડાઈ.

કન્ટરાની વ્યવસ્થા પુરી કર્યા પછી પોર્ચુગીઝોએ દબાવી પાડેલા કિલ્લા તેમની પાસેથી પાછા જીતી લેવાનો સુલતાને ઠરાવ કર્યો અને તદનુસાર કન્ટરા જિલ્લામાં આવેલા પોર્ચુગીઝોના કેટલાક કિલ્લાઓ તેમણે જીતી પણ લીધા અને ત્યાંથી આગળ વધીને તેમણે કારવારનો કિલ્લો જીતી લીધો અને ત્યાંથી "રામાના કિલ્લા તરફ આગળ વધ્યા. આ કિલ્લો ગોઆ પાસે આવેલો હતો અને તે એટલો તો મજબુત હતો કે દુશ્મનો ગોઆ ઉપર હુમલો લાવી શકતા નહિ. આ ચઢાઈ વખતે અંગ્રેજ અને ફ્રેંચોએ પોર્ચુગીઝોને મદદ કરી હતી. આ કારણથી નવાબ હૈદરઅલીએ વખત જોઈને કામ કર્યું. તેમજ પોર્ચુગીઝો પણ તેમનાથી લડવાને ડરતા હતા. તેથી કારવાર હૈદરઅલીને સોંપવાની શરતે સંધિ થઇ.

## માપલા અને નાયર લોકો ઉપર મેળવેલો વિજય,

### માપલા

માપલા લોકો પોતાને અરબસ્તાનના "વતની" કહેવરાવે છે. અને મલબારના આખા કિનારા ઉપર લાખોની સંખ્યામાં પ્રસરેલા છે તેઓ જમીન અને દરિયા માર્ગે પોતાનો વેપાર ચલાવે છે.

### નાયર

મલબારના પ્રાચીન રહેવાસીઓ છે. તેમના કેટલાક રિવાજો ઘણા વિચિત્ર છે, પુત્રની જગ્યાએ ભાણેજને વારસો આપે છે, તેમજ સ્ત્રીઓ એક સાથે ચાર પતિ કરી શકે છે જ્યારે એક મરદ શયન ગૃહ ( ખિલવત ) માં જાય છે ત્યારે પોતાના નોકરને ઓરડીની બહાર બેસાડી જાય છે, જેથી બીજો માણુસ અંદર ન આવે અઠવાડીઆમાં એક દિવસે ચારે માણુસો ( પુરૂષો ) પોતાની સ્ત્રીને ત્યાં એકઠાં થઇને સાથે જમે છે અને તેમાંનો દરેક પુરૂષ પોતાની શક્તિ પ્રમાણે સ્ત્રીને તે દિવસના ખરચ પેટે અમુક રકમ આપે છે. બાળક પોતાના મામાને તેમજ ચારે પુરૂષો ( પોતાની માતાના પતિઓને)

પિતા કહે છે. નાયરોની સંખ્યા પણ લાખોની છે એકવાર એવું બન્યુ કે " કાનાનોરના નાયર રાજાની પુત્રી અલીરાજા ઉપર આસક્ત થઈ કે જે માપલાઓનો સરદાર હતો, જ્યારે તે વાત રાજાના જાણવામાં આવી ત્યારે તેણે ધર્મનો કાંઇ પણ ભેદભાવ રાખ્યા વિના પોતાની પુત્રીને અલીરાજા સાથે પરણાવી અને મરતી વખતે પોતાનું રાજ્ય પોતાના જમાઈને સોંપી દીધુ આથી બીજા નાયર સરદારો ક્રોધે ભરાયા અને તેમની પાસે માપલા લોકોનું જે લહેણું નિકળતું હતું તે આપવામાં આના કાની કરવા લાગ્યા. આવી સ્થિતિને જોઇને માપલા લોકોએ પોતાનો એક પ્રતિનિધિ હૈદરઅલી સુલતાન પાસે મોકલ્યો અને તેમને કહેવ-રાવ્યું કે અમે મુસલમાન છીએ નાયર લોકો અમને ઘણા હેરાન કરે છે. તમે પણ મુસલમાન છો, તેથી તમારે અમને મદદ કરવી જોઇએ. અમે તમારી તાબેદારી કબુલ કરવાને તૈયાર છીએ. હૈદરઅલીએ તેમની માગણીનો ખુશીથી સ્વીકાર કર્યો.

માપલા લોકો " વહાણવટી " ના કામમાં ઘણા હુશિઆર હતા. અલીરાજાના વહાણો પણ માલ લઇ દુર દુરની મુસાફરી કરતા હતા. તેઓ આ દેશનો માલ બહાર અને બહારનો માલ દેશમાં લાવતા હતા આ કારણથી હૈદરઅલીએ અલીરાજાને " અમીરૂલ બહેર " ની પદવી આપી તેના ભાઇ શેખઅલીને પણ તેવીજ પદવી આપી.

અલીરાજાએ કેટલાક વહાણો એકઠા કરીને તેના ઉપર નવાબ હૈદરઅલીખાંના નામનો વાવટો ચઢાવ્યો અને લશ્કર સાથે રવાના થયો. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં તેને માન મળતું હતું, આ પ્રમાણે તે ફરતો ફરતો માલદેવા પ્રગણામાં દાખલ થયો કે જ્યાં માપલા લોકો વેપાર કરતા હતા ત્યાંના લોકો માપલા લોકો ઉપર અત્યાચાર કરતા હોવાથી તેણે તેમને કેદ કર્યા. આ કામ કર્યા પછી તે મેંગલોર મુકામે હૈદરઅલી પાસે પહોંચ્યો.તેણે માલદેવાના રાજાને પણકેદ કર્યો હતો.

અલીરાજાએ માલદેવાના રાજા સાથે જે વર્તણુંક ચલાવી હતી તે હૈદરઅલીને પસંદ પડી નહિ, તેથી તેમણે તેનો ઓદ્દો છીનવી લીધો અને રાજાની માફી માગી તેને રહેવા માટે શાહી મહેલ તેમજ કેટલીક જાગીર આપી.

અલીરાજાને પદભ્રષ્ટ કર્યા પછી નાયર લોકો ઉપર તેની જે ધાક હતી તે જતી રહી, તેથી તેઓ માપલાઓ ઉપર જુલ્મ કરવા લાગ્યા. હજારો માપલાઓને તેમણે મારી નાખ્યા. તેમના ઘરોને આગ લગાડી અને તેમનો માલ અસબાબ લુટી લીધો. આવા અત્યાચારો જોઇને કેટલાક માપલા સરદારો રડતા કકળતા મેંગલોર મુકામે હૈદરઅલીખાં પાસે ગયા અને તેમને પોતાની દુઃખદ સ્થિતિ કહી બતાવી, નવાબે તેમને દિલાસો આપ્યો અને ૨૦૦૦૦ ની ફોજ લઇ નાયરોનું દમન કરવા માટે રવાના થયા.

રસ્તામાં અલીરાજાએ તેમને ઘણું માન આપ્યું. નવાબ સાહેબ પણ તેની સાથે તેવીજ રીતે વર્ત્યા. એટલુંજ નહિ તેને કિંતુ પણ પોતાની સાથે લીધો.કાનાનોર મુકામે પહોંચી નદી કાંઠે મુકામ કર્યો, નાયરો પણ મેદાનમાં આવ્યા, બીજા દિવસે સવારે બન્ને લશ્કરો વચ્ચે જબરી લડાઇ થઇ, નાયરોની વિસાત શી કે તેઓ નવાબનો મુકાબલો કરી શકે ? પહેલા સપાટામાંજ તેઓ નાસવા લાગ્યા. નવાબની સેનાએ નાસતા નાયરોની પુઠ પકડી અને તેમાંના ઘણા ખરાને કાપી નાખ્યા. આ પ્રમાણે નાયરોનું દમન કરીને હૈદરઅલીખાં પોતાના મુકામે પાછા ફર્યા. આ તરફ પરાજિત થએલા નાયરો કાંઇ શાંત બેઠા નહિ તેઓ વૈર લેવાની જબરી તૈયારીઓ કરવા લાગ્યા.

## કાલીકટનું યુદ્ધ.
## હી. સ. ૧૧૮૧

નાયરો ઉપર માપલાઓનું વૈર લઇ હૈદરઅલીખાં કાનાનોરથી મલબારની રાજ્યધાની કાલીકટ તરફ પાછા ફર્યા. અહિંઆં નાયક રાજા રાજ્ય કરતો હતો જેનું નામ સામવરી હતું. જ્યારે નવાબ

કાલીકટની નજીક પહોંચ્યા ત્યારે સામવરીએ વિચાર કર્યો કે આખું મલબાર નવાબના કબજામાં છે. માત્ર આ એકજ શહેર મારી પાસે છે. આવી સ્થિતિમાં નવાબ સાથે લડવા કરતાં તેમને શરણે જવામાંજ માલ છે. આવો વિચાર કરીને તે શહેર બહાર નવાબ સાહેબનું સ્વાગત કરવા માટે આવ્યો અને તેમને આદરમાન સાથે શહેરમાં લઇ આવ્યો. એટલુંજ નહિ. પણ તેણે નવાબ સાહેબને કિંમતી નજરાણું આપ્યું. નવાબ તેની આવી વર્તણુંકથી ઘણા ખુશી થયા અને તેમણે પણ રાજાને સારૂં માન આપ્યું. આ પ્રમાણે નવાબ સાહેબના સ્વાગતથી પરવાર્યા પછી જ્યારે રાજા પોતાના મહેલમાં આવ્યો ત્યારે તેના બ્રાહ્મણ પ્રધાને તેને ઠપકો આપતાં કહ્યું:-“ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ મહારાજા ! આપે આ શું કર્યું ? એક મુસલમાન નવાબની તાબેદારી સ્વીકારી ? ગૌભક્ષકની તાબેદારી કરવી એ શું ક્ષત્રિય રાજાઓ માટે ઉચિત છે ? નાયરો હવે આપની તાબેદારી સ્વીકારશે નહિ. તેમજ આપના મૂઆ પછી આપની મરણ ક્રિયામાં પણ ભાગ લેશે નહિ. માટે થએલી ભુલને સુધારો. ”

પ્રધાન ઉપરાંત તેના બે ભાણેજોએ પણ તેને તેવીજ સલાહ આપી. આથી રાજા ઉપર પણ તેની અસર થયા વિના રહી નહિ. રાતે સુતી વેળાએ તેણે મહેલને આગ લગાડી અને તેમાં બાયડી બચ્ચાં સહિત બળી મૂઓ. જ્યારે સવારે આ વાત લોકોના જાણવામાં આવી ત્યારે તેઓ રડતા કકળતા મહેલ પાસે આવ્યા અને

---

રાજા આ પ્રમાણે મહેલમાં બળી મૂઓ હોય એ સંભવિત નથી. આ ઉપરથી ઘણા સવાલો પેદા થાય છે. શું રાજાનો મહેલ એવી વસ્તુનો બનેલો હતો કે સહેલાઇથી બળી જાય ? શું મહેલમાં બીજા કોઇ ન હતા કે રાજાને આવી રીતે બળી મરવાની તક મળી ? શું તેની રાણી અને બાળકો પણ આ પ્રમાણે બળી મરવાને રાજી હતાં? હુમલાતે હૈદરીમાં આ બનાવ વિષે નીચે પ્રમાણે લખ્યું છે:—

આક્રંદ કરવા લાગ્યા. હૈદરઅલીને પણ આ વાતની ખબર પડતાં તે પ્રધાન અને બન્ને ભાણેજો ઉપર ઘણા ક્રોધે ભરાયા અને તેમને સખ્ત શિક્ષા કરી.

---

જ્યારે હૈદરઅલી કાલીકટમાં દાખલ થયા ત્યારે રાજા ચરકલ અને નાયરોએ તેમનો મુકાબલો કર્યો. બન્ને લશ્કરો વચ્ચે જબરી લડાઇ થઇ. જેમાં રાજા અને ઘણાખરા નાયરો કામ આવ્યા. આ પ્રમાણે વિજય મેળવીને તે કાલીકટમાં દાખલ થયા. એટલે રાજાએ તેમને પ્રસન્ન કરવા માટે કિંમતી નજરાણું મોકલ્યું. ભેટનો સ્વીકાર કરી નવાબ સાહેબે તેનો ગુન્હો માફ કર્યો અને તેને જાગીર આપી. આ પ્રમાણે કાલીકટના રાજાનું દમન કરી હૈદરઅલીખાં કોઇમ્બતુર તરફ ચાલ્યા ગયા. બનવાજોગ છે કે રાજા ચરકલને કાલીકટના રાજા તરીકે ગણી લીધો હોય. હુમલાતે હૈદરીના કર્તાએ ચરકલ રાજાના મરણ વિષે આ પ્રમાણે ઇશારો કર્યો છે.

"રાજા ચરકલ પતંગીઆ પેઠે તલવાર રૂપી દીપક ઉપર મોહ પામી બળી મુઓ."

અંગ્રેજ ઇતિહાસકારોએ "બળી મૂઆ" શબ્દનો ઉપર કહ્યા પ્રમાણે અર્થ કર્યો હોય તો તે બનવાજોગ છે."

લેખક.

નાયર લોકો પોતાના રાજાના મરણથી ઘણા નાખુશ થયા અને દુર દુરથી ત્યાં આવીને કાલીકટમાં એકઠા થવા લાગ્યા. એટલુંજ નહિ પણ કાલીકટના સરદારોએ ત્રાવણકોર અને કોચિનના રાજાઓની મદદ માગી. માગણીનો સ્વીકાર થયો અને તેમની મદદ સાથે નાયરો હૈદરઅલી સાથે લઢવાને તૈયાર થયા અને પોતાની સેના સાથે આગળ વધીને પાનયાની નદી કિનારે મુકામ કર્યો. નવાબ પણ પોતાના લશ્કર સાથે તેમના મુકાબલા માટે તૈયાર થયા અને પહેલાજ હુમલામાં દુશ્મનોને લડાઇના મેદાનમાંથી નસાડી મૂકયા.

નવાબે ખંડણીનો સ્વીકાર કરીને તેમનો જીતેલો મુલક તેમને પાછો આપ્યો અને કાલીકટ તથા પાનીયાનીના કિલ્લામાં પોતાનું લશ્કર રાખ્યું. ચોમાસાની ઋતુ પાસે આવેલી હોવાથી અને મલબાર જીલ્લામાં વરસાદ વધારે પડતો હોવાથી, તેમજ નાયર લોકોના બળવાની ધાસ્તી હોવાથી હૈદરઅલીએ કોઇમ્બતુરના રાજાને ત્યાં મુકામ કર્યો કોઇમ્બતુરનો રાજા જાતે બ્રાહ્મણ હોઇ હૈદરઅલીખાં તરફ વફાદાર હતો. તેની વફાદારીના બદલા તરીકે હૈદરઅલીએ તેને કાલીકટનો કિલ્લો સ્વાધિન કર્યો. હૈદરઅલી ધારતા હતા કે હવે નાયર લોકો માથું ઉચકી શકશે નહિ. પણ હજી તેમના મનમાં પ્રજળી રહેલો વૈરાગ્નિ શાંત થયો ન હતો. ટુંક સમયમાંજ ત્રાવણકોરના રાજા અને સામવરીના ભાણેજોએ નાયરોને ઉશ્કેર્યા અને તેમને મદદ કરવાનું વચન આપ્યું. એક દહાડો ત્રાવણકોરના રાજા અને મોટા મોટા સરદારોએ એકઠા થઇને વિચાર કર્યો કે "ચોમાસાની ઋતુ બેસી ચુકી છે. આપણે આપણા કારોબારથી ફારેગ થએલા છીએ. વરસાદના કારણથી હૈદરઅલીની સેના અહિં આવી શકશે નહિ અને જો તે આવશે તો આપણે તેને તકલીફમાં નાખી શકીશું. આવો વિચાર કરીને તેમણે કાલીકટ અને પાનીયાનીના કિલ્લા ઉપર હુમલો કર્યો." કિલ્લેદારે તરતજ આ સમાચાર હૈદરઅલીખાનને કહેવરાવ્યા. હૈદરઅલીખાં તો ઘણે દુર હતા પણ તેમના એક કિલ્લેદાર મીર અલીરઝા કે જે પાસેનાજ કિલ્લામાં હતા તે નાયર લોકોના દમન કરવા માટે આવી પહોંચ્યા. તેમની પાસે નાયરોનો મુકાબલો

---

આ પ્રમાણે મેદાનમાં વિજય મળ્યા પછી નવાબ સાહેબે આગળ વધીને પાનયાનીના કિલ્લા ઉપર હુમલો કર્યો. કિલ્લાના લોકોએ લઢયા વિના કિલ્લો તેમને સ્વાધિન કર્યો. ત્યાંથી આગળ વધીને કોચિનમાં આવ્યા. કોચિનના રાજાએ પણ તાબેદારી સ્વીકારી. આ પ્રમાણે જ્યારે સઘળી બાજુએથી હાથ હેઠા પડયા ત્યારેજ નાયરોએ નિરાશ થઇને નવાબની તાબેદારી સ્વીકારી અને ખંડણી આપવા લાગ્યા.

કરવા માટે પુરતી ફોજ ન હતી. તેમ છતાં તેમણે દિલેરીથી હુમલો કરી દીધો. હૈદરઅલીને આ વાતના સમાચાર મળતાં તેમણે મહીસુર મુકામે કાસદ મોકલી પોતાની સેનાને બોલાવી અને તે આવી પહોંચે તે પહેલાં પોતાની પાસે જે સેના હતી તે લઇને કુચ કરી દીધી. આ તૈયારી તેમણે એટલી તો ઝડપથી કરી હતી કે ઘોડેસ્વારોને ઘોડા ઉપર જીન મૂકવાની પણ ફુરસત મળી ન હતી. આ પ્રમાણે મજલ દર મજલ કુચ કરતાં, નદી નાળાં ઓળંગતાં, વિકટ ઝાડીઓ પસાર કરતાં અને બિહામણા જંગલોમાં રાત્રે મુકામ કરતાં કરતાં હૈદરઅલી સુલતાન દુશ્મનો નજીક આવી પહોંચ્યા. નાયરોએ પોતાની છાવણી માટે એક જગ્યા નક્કી કરી, તેમાં ખાધપદાર્થો નો પુષ્કળ સમુહ એકઠો કર્યો અને બચાવને માટે આગળ પાછળ ખાઇ ખોદી. એટલુંજ નહિ પણ લાકડાની વાડ કરી લઇને તેમાં ગોળીઓ ફોડવા માટે બાકાં રાખ્યાં અને એક ટેકરા ઉપર તોપો ગોઠવી. જ્યારે હૈદરઅલીને નાયરોની આવી ઉત્તમ વ્યવસ્થાના સમાચાર મળ્યા ત્યારે તેમણે એક પોર્ચુગીઝ કરનલને ૪ હજાર માણસોની ફોજ આપી દુશ્મનો ઉપર હુમલો કરવાનું કહ્યું અને બીજી એક ટુકડી એક અંગ્રેજ અમલદારને સોંપી તેને દુશ્મનોની જમણી પાંખ ઉપર હુમલો કરવાનું કહ્યું અને પોતે પોતાની ફોજ સાથે દુશ્મનોના મોખરા ઉપર તુટી પડયા. પોર્ચુગીઝ સરદારે જમણા ભાગ ઉપર હુમલો કરી ગોળીઓનો વરસાદ વરસાવ્યો.

હૈદરઅલીખાં એક ઉંચી ટેકરી ઉપર બેસી આ સઘળું જોઇ રહ્યા હતા અને ડાબી જમણી બાજુના અમલદારો હરઘડી તેમના હુકમ અને સુચનાની રાહ જોતા હતા. તેમના મુખ ઉપર ગુસ્સાના ચિન્હ દેખાતા હતા. જેમ જેમ વિજય પ્રાપ્ત કરવામાં વાર થતી તેમ તેમ તેમનો ગુસ્સો વધતો જતો હતો. થોડીવાર પછી એક ફ્રેંચ સરદારે તેમની પાસે આવીને કહ્યું "જહાંપનાહ ! જો આપનો હુકમ હોય તો હું મારા લશ્કર સાથે દુશ્મનો ઉપર હુમલો કરૂં."

નવાબ સાહેબે તેને હુકમ આપ્યો. એટલે તે ફ્રેંચ સરદાર પોતાની ફ્રેંચ અને દેશી ફોજ સાથે દુશ્મનો ઉપર તુટી પડયો અને પ્રાણનો ભય રાખ્યા વિના ખાઇ ઓળંગી કિલ્લા પાસે પહોંચ્યો અને પોતાના લશ્કર સાથે નાયરો ઉપર તુટી પડી તેમને કતલ કરવા લાગ્યો. ત્યાંથી આગળ વધીને તેણે શહેરમાં પ્રવેશ કર્યો અને તેને આગ લગાડી દીધી. એટલુંજ નહિ પણ તેમનું તોપખાનું વટિક પણ છીનવી લીધું. આ પ્રમાણે પરાજય મળવાથી નાયરો ભયભીત થઇને જંગલમાં નાસી ગયા. તેના આવા પરાક્રમથી પ્રસન્ન થઇને નવાબ હૈદરઅલીખાંએ તેને ૧૦૦૦ સૈનિકોના સરદાર અને તોપખાનાના વરિષ્ઠ અધિકારીની જગ્યા આપી. એટલુંજ નહિ પણ દરેક સિપાહીને રૂ. ૩૦ અને ઘાયલ સિપાહીને રૂ. ૬૦ ઇનામ તરીકે આપ્યા.

આ વિજયથી નવાબ હૈદરઅલીખાંનો રોબ બેસી ગયો અને સર્વ કોઇ તેમનાથી ડરવા લાગ્યા. એટલુંજ નહિ પરંતુ મરાઠાઓ પણ તેમનાથી ડરવા લાગ્યા. તમામ નાયરો ભયભીત થઇને જંગલમાં નાસી ગયા અને તેમના તમામ ગામડાઓ ખાલી થઇ ગયા. એટલુંજ નહિ કિંતુ કેટલાક ગામડા તો નવાબની ફોજે બાળી પણ નાખ્યા. થોડા દિવસ પછી નવાબ સાહેબે શહેરના આગેવાન બ્રાહ્મણોને બોલાવીને તેમની મારફતે નાયરોને પોતાના ગામોમાં પાછા ફરવાનું કહેવરાવ્યું પણ તેમણે માન્યું નહિ. આ કારણથી નવાબ સાહેબે તેમને માટે નીચે પ્રમાણે હુકમ કર્યો.

(૧) પ્રથમ અમે બ્રાહ્મણો સિવાય બીજી દરેક જાતિના લોકોને નાયરો કરતાં ઉતરતી પંક્તિના સમજતા હતા અને તેવીજ રીતે વર્તતા પણ હતા. પરંતુ હવે પછીથી તેઓ હલકી પંક્તિના ગણવામાં આવશે.

(૨) પહેલાં નાયર લોકોને હથીઆર રાખવાનો હુકમ હતો, પણ હવે તે છીનવી લેવામાં આવે છે અને તેમના સિવાય બીજી

દરેક જાતિના લોકોને હથીઆર રાખવાનો હુકમ આપવામાં આવે છે.

આવો હુકમ કર્યા પછી નાયરો ફરીથી બળવો ન કરે એટલા માટે ત્યાં લશ્કર રાખીને પોતે કોઇમ્બતુર તરફ રવાના થયા.

બોરિંગ સાહેબ આ બનાવ વિષે નીચે પ્રમાણે લખે છે.

મરાઠાઓની બીજી ચઢાઇ પછી જ્યારે મહીસુરમાં શાંતિ થઇ ત્યારે હૈદરઅલીએ મલબાર જીતી લેવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું કે "પ્રથમ મલબાર બેદનુર તાબે હતું અને હવે પણ તે બેદનુરને તાબે રહેવું જોઇએ."

મલબારનું અસલ નામ "કરિલા" હતું અને તે પીરૂમાલ તથા ચિરામાલ નામક બે સરદારોની સત્તા તળે હતું, જે ચિરાવંશના રાજાના ખંડીયા હતા. આ પ્રતિનિધિઓમાંથી છેલ્લો પ્રતિનિધી ઇ. સ. ૮૫૫ માં મુસલમાન થઇ ગયો. તેને મક્કે હજ કરવા જવાની ઘણી ઇચ્છા હતી. પણ જઇ શકાયું નહિ. મરતાં પહેલાં તેણે પોતાના રાજ્યની નીચે પ્રમાણે વ્હેંચણી કરી.

૧ ચરકલ અથવા કોત્તરીને તમામ શાહી સામાન અને મુલ્કનો શિમાલી હિસ્સો આપ્યો.

૨ ત્રાવણકોરના વારસ ઉત્તિયાવરને મુલ્કનો જુનુબી હિસ્સો આપ્યો.

૩ પરીમાપતાને કોચિનનું રાજ્ય આપ્યું.

૪ ઝમુરનને પોતાની તલવાર અને મરઘાનો અવાજ પહોંચી શકે એટલો ભાગ સોંપ્યો.

નાયર લોકોમાં એવો રિવાજ છે કે મરનારના પુત્રને વારસો આપવામાં આવતો નથી પણ તેના ભાણેજને આપવામાં આવે છે.

તેમજ એક કુટુંબમાં જો બેચાર ભાઇઓ હોય તો તેઓ એકજ સ્ત્રી સાથે લગ્ન કરે છે.

બોરિંગ સાહેબ લખે છે કે–

" ઝમુરન રાજા પાસે હૈદરઅલીનું લેણુ હતું. ઘણીવાર માગણી કર્યા છતાં તેણે તે ન આપ્યાથી હૈદરઅલી ફોજ લઇ ચઢી આવ્યા નાયર લોકોએ તેમનો મુકાબલો કર્યો અને જંગલ ઝાડીમાં તેમને ઘણું હેરાન થવું પડયુ. તેમજ નુકસાન પણ ઘણુ થયું. આ પ્રમાણે નુકસાન સહન કર્યા છતાં પણ તે કાલીકટ પહોંચ્યા અને ઝમુરનને તેમની તાબેદારી સ્વીકારવી પડી. એટલુજ નહિ પણ લડાઇના નુકસાન પેટે ૪ લાખ રૂ. આપવા પડયા. હૈદરઅલી પણ તેની સાથે સારી રીતે વર્ત્યા. પણ તેમના પાછા ગયા પછી ઝમુરને કોલ કરારો ઉપર પાણી ફેરવ્યુ. આ કારણથી હૈદરઅલીએ ચઢાઇ કરીને કાલીકટ જીતી લીધું. તેમને આ વિજય મળતાંજ કોચિન અને પાલીઘાટના રાજાઓએ પણ તેમની તાબેદારી સ્વીકારી. આ પ્રમાણે કાલીકટ હસ્તગત કર્યા પછી તે કોઇમ્બતુર તરફ રવાના થયા. હજીતો તેમને ગયાને માત્ર ૩ મહિના થયા હતા એટલામાં નાયર લોકોએ ફરીથી બળવો કર્યો અને હૈદરઅલીના સુબા અલી રઝા સાહેબને ઘેરી લીધો. જ્યારે આ બનાવ બન્યો ત્યારે ચોમાસાની ઋતુ બેસી ચુકી હતી. નદીઓમાં પાણી ચઢેલાં હતાં. એટલુંજ નહિ કિંતુ રસ્તાઓ પણ ખડબચડા અને પાણીથી ભરેલાં હતાં તેમ છતાં હૈદરઅલી જરા પણ વખત ગુમાવ્યા વિના લશ્કર લઇને નાયરોનુ દમન કરવા માટે ઉપડી ગયા. તેમની ફોજ ઉપર મુસળ ધાર વરસાદ પડતો હતો. તેમને પાણીથી ભરપુર નદી નાળાં ઓળંગવાં પડતાં હતાં એટલુંજ નહિ કિંતુ નાયર લોકોએ મજબુત કિલ્લેબંદી કરી કિલ્લા આગળ ખાઇ ખોદી હતી. આટલા આટલા સંકટો

હોવા છતાં જરા પણ ડર્યા વિના હૈદરઅલીએ નાયરોનો મુકાબલો કર્યો. આ લડાઇમાં એક ફ્રેંચ સરદારે ઘણી બહાદુરી બતાવી દુશ્મનોનો મોરચો સર કર્યો. લડાઇમાં પકડાયલા કેદીઓ પૈકી કેટલાકને હૈદરઅલીએ કેદ કર્યા અને કેટલાકને ફાંસીને માચડે લટકાવ્યા. ”

## બેદનુર પર મરાઠાઓની ચઢાઇ.

જ્યારે હૈદરઅલી નાયર લોકો સાથે લડવામાં રોકાયલા હતા ત્યારે બેદનુર નિવાસીઓએ તે તકનો લાભ લઇને મરાઠાઓને પોતાની મદદે બોલાવ્યા. તેમની માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો અને મરાઠાઓએ ૧૦૦૦૦ સવાર અને ૧૫૦૦૦ પાયદળની એક સેના હૈદરઅલી સામે મોકલી. હૈદરઅલી તો નાયર લોકો સાથે લડવામાં રોકાયલા હતા. આ તકનો લાભ લઇને મરાઠાઓએ બેદનુરને ઘેરો ઘાલ્યો. આ સમાચાર મળતાંજ મરાઠાઓને શિક્ષા કરવા માટે હૈદરઅલી એક મોટી સેના સહિત ત્યાં આવી પહોંચ્યા. પણ એટલામાં વર્ષાઋતુ બેસવાથી મરાઠાઓ લડયા વિના પાછા ચાલ્યા ગયા.

## ચિતલદુર્ગના રાજા ઉપર ચઢાઇ

ઈ. સ. ૧૭૬૫ માં હૈદરઅલીએ ચિતલદુર્ગના રાજા અને પોલીગારો ઉપર ચઢાઈ કરી ઘણી સહેલાઇથી તેમના ઉપર વિજય મેળવ્યો.

## શાનુર ( સાવનુર ) નો બનાવ
## હી. સ. ૧૧૭૫

ફ્રુતુહાતે હૈદરીના કર્તા લાલા ખેમનારાયણ લખે છે કે તે સમયે શાનુરનો નવાબ અબ્દુલહકિમ દક્ષિણ હિંદુસ્થાનમાં ઘણો પ્રખ્યાત હતો. તેને પોતાની બહાદુરીને માટે ઘણું અભિમાન હતું.

જ્યારે હૈદરઅલીએ બેદનુર ઉપર ચઢાઇ કરી ત્યારે તેણે બેદનુરની રાણીને મદદ કરી હતી. એટલુંજ નહિ પણ પોતે નદી ઉતરીને હૈદરઅલીનો સામાન અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો.

બેદનુરની ચઢાઇથી પરવાર્યા પછી હૈદરઅલીએ પોતાની દૃષ્ટિ શાનુરના રાજ્યકર્તા અબ્દુલહકિમ તરફ ફેરવી અને પોતાના સરદાર હયબતજંગને જઇ મળ્યા. જે વખતે બેદનુરની રાણી સાથે લડાઇ ચાલતી હતી તે વખતે અબ્દુલહકિમની પ્રવૃત્તિઓ અટકાવવા માટે હૈદરઅલીએ હયબતજંગને મોકલ્યો હતો. પણ તે એકલો ધારેલું કામ કરી શક્યો ન હતો તેથી હૈદરઅલીને પોતાને તે તરફ જવું પડયુ હતું. બન્નેની ફોજો એકત્ર થતાંજ હૈદરઅલીએ નવાબના લશ્કર ઉપર હુમલો કરી દીધો. બન્ને તરફથી તીર તુફંગનો છુટથી ઉપયોગ થવા લાગ્યો અને બન્ને ફોજોમાં તલવારો પણ સારી રીતે ઉછળવા લાગી. આ પ્રમાણે પહેલા હુમલામાજ અબ્દુલહકિમે હૈદરઅલીની તાકત જોઇ લીધી અને તે લડાઇનું મેદાન મૂકીને પોતાના લશ્કર સાથે શાહનુરના કિલ્લામાં જઇ ભરાયા. એટલે તરતજ હૈદરઅલીએ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને કિલ્લા ઉપર ગોળાબારી કરી. નવાબ અબ્દુલહકિમે જોઇ લીધું કે હવે કિલ્લો સ્વાધીન કર્યા વિના છુટકો નથી. આવો વિચાર કરીને તેણે નવાબ હૈદરઅલીખાં પાસે પોતાનો પ્રતિનિધિ મોકલી સુલેહ માટે માગણી કરી અને ચઢાઇના ખરચ પેટે હૈદરઅલીને ૧ કરોડ રૂપિઆ આપવાનું નક્કી કર્યું. પણ તેટલા રૂપિઆની સગવડ ન હોવાથી તેણે હૈદરઅલીને હાથી, ઉંટ, હીરા, મોતી આદિ ઘણી વસ્તુઓ આપી. આ પ્રમાણે વિજય મેળવીને હૈદરઅલી બેદનુર તરફ રવાના થયા અને ત્યાંથી શાહજાદા કરીમશાહના મોટા મામા મીરઝા હુસેનઅલીબેગને બિસવારી દુર્ગ જીતવા માટે રવાના કર્યો.

## બિસવારી દુર્ગ સર કરવું.

જ્યારે મિરઝાહુસેનબેગ પોતાના લશ્કર સાથે બિસવારી દુર્ગ નજીક પહોંચ્યો ત્યારે તેણે જોયું કે મજકુર દુર્ગ દરિયા કિનારે એક મોટા પહાડ ઉપર આવેલું છે અને તેની ચારે તરફ સમુદ્ર આવેલું છે. આવી સ્થિતિમાં આટલી થોડી સેના વડે હુમલો કરવાનું કામ અશકય હતુ. પણ તેમ કર્યા વિના છુટકો ન હતો. કેમકે જો પાછો જાય તો હૈદરઅલીખાં તેના ઉપર ગુસ્સે થવાનો ભય હતો. આ કારણથી હોડીઓ મંગાવી સમુદ્રપાર થઈ કિલ્લા પાસે આવ્યા અને એક ઠેકાણે મુકામ કરીને કિલ્લેદારને પત્ર લખ્યો કે "તમે હૈદર-અલી સુલતાનનું નામતો સાંભળ્યું જ હશે. તેમની અજીત સેના જ્યાં જાય છે ત્યાંથી વિજય મેળવ્યા વિના પાછી આવતી નથી. તેમણે મોટા મોટા અજીત કિલ્લાઓ સર કર્યા છે. અનેક રાજાઓએ તેમની તાબેદારી સ્વીકારી છે. તેમણે બેદનુરની રાણીને પણ કેદ પકડી છે. આખા બેદનુર ઉપર તેમનો કબજો છે, માટે આ કિલ્લો હમારે સ્વાધીન કરો. નહિ તો બીજાઓની જે વળે થઇ છે તે તમારી પણ કરવામાં આવશે.

આ પત્રની ધારેલી અસર થઇ અને તેમાં કરેલી માગણી પ્રમાણે કિલ્લેદારે મજકુર કિલ્લો તેના સઘળા માલ અસબાબ સાથે મીરઝા હુસેનઅલીબેગને સોંપી દીધો તેમાં હૈદરઅલીને નીચે બતાવ્યા પ્રમાણે સામાન મળ્યો હતો.

૧ યાકુત અને મરવારિદના સંદુક ૧૦
૨ જડાઉ ઝવેરાતના સંદુક ૧૦
૩ હાથીની કારચોબી ઝુલો ૨
૪ હાથીના પગની સોનાની સાંકળો ૨
૫ હાથીના ગલાના સુવર્ણપટા ૨
૬ ઘોડાના રસેલા ઝિન ૨

મિરજા હુસેનઅલીબેગે કિલ્લેદારને પરવાનો આપ્યો અને થોડુંક લશ્કર કિલ્લામાં રાખીને પોતે ત્યાંથી રવાના થયા. નવાબ હૈદરઅલીખાંએ મીરઝાહુસેનઅલીબેગની આવી બહાદુરી અને હુશિયારીથી ખુશ થઇને તેમને મોટો હોદ્દો આપ્યો.

## માધવરાવ પેશવાની ચઢાઈ અને હૈદરઅલીનો વિજય.

પહેલાં બે વાર પુનાના પેશવાઓ મહીસુર ઉપર ચઢાઇ કરી ચુકયાં છે, જેમનું વર્ણન આગળ આવી ગયું છે. હૈદરઅલીને દરેક ચઢાઇમાં વિજય મળતો જોઇ તેમને ઇર્ષા ઉત્પન્ન થઇ અને તેઓ હૈદરઅલી સાથે લઢવાનો વિચાર કરવા લાગ્યા. હજી તો હૈદરઅલીખાં જીતેલા પ્રદેશોની વ્યવસ્થા કરવામાંજ રોકાયલા હતા એટલામાં માધવરાવ પેશવા ૧ લાખ સવાર ૬૦ હજાર પાયદળ ૫૦ હજાર તીરંદાજો, તેમજ ભારે તોપખાના સથે મહીસુર ઉપર ચઢી આવ્યો પહેલાં તેણે શાહનુરમાં મુકામ કર્યો અને ત્યાંનો નવાબ તેની સાથે મળી ગયો. ત્યાંથી આગળ વધીને તેણે ચિતલદુર્ગમાં મુકામ કર્યો. ચિતલદુર્ગનો રાજા પણ તેને તાબે થયો ત્યાંથી સરાના કિલ્લા તરફ આગળ વધ્યો. અંહિઆં હૈદરઅલીખાં તરફથી મીર અલીરઝા વ્યવસ્થા કરતા હતા. મરાઠાઓએ સરાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લેદારે ૧૫ દિવસ સુધી સારી રીતે મુકાબલો કર્યો. ત્યાર પછી કિલ્લો પેશવાને હવાલે કરી પોતે તેની નોકરીમાં જોડાયો. માધ-વરાવ ત્યાથી માધવઘડી તરફ આગળ વધ્યો અને ૧ મહિનામાં તે કિલ્લો પણ જીતી લીધો.

નવાબ હૈદરઅલીખાનને શ્રીરંગપટ્ટનના કિલ્લામાં આ સઘળી ખબરો મળતી રહેતી હતી. તેમણે ખુદા ઉપર ભરોસો રાખી તરતજ શ્રીરંગપટ્ટનથી કુચ કરી અને પહેલાં મેંગલોર આવ્યા. અહિંઆંથી જોઇતી સેના લઇ બેંગલોર તરફ આગળ વધ્યા અને ત્યાંના લશ્કરને

પણ સાથે લીધું. પણ આટલું થોડું લશ્કર મરાઠાઓની મોટી સેનાના મુકાબલામાં કાંઇ પણ હિસાબમાં ન હતું.

તેમણે પોતાની ફોજનો એક ભાગ જુદો કાઢી તેને માકડીદુર્ગના જંગલોમાં ભરાઇ રહી મરાઠાઓ ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો અને પોતે બેંગલોરના કિલ્લામાં મુકામ કરી નવા હથીઆર બનાવવા લાગ્યા. માધવરાવે આગળ વધીને માકડીદુર્ગના કિલ્લેદારને એક પત્ર લખીને જણાવ્યું કે મારી પાસે કેટલુ લશ્કર છે તે તમે સારી રીતે જાણો છો માટે ડાહ્યા થઇને કિલ્લો મારે સ્વાધીન કરો." આ પત્ર તેણે એક સિપાહી સાથે કિલ્લામાં પહોંચાડયો. કિલ્લેદાર સરદારખાને જવાબ આપ્યો કે "હું તમારાથી કે તમારા મોટા લશ્કરથી ડરતો નથી. તમારા કહ્યા પ્રમાણે લડયા વિના તાબે થવું એ બાયલાપણું છે. માટે એમને એમતો હું કિલ્લો સ્વાધીન કરીશ નહિ." સરદારખાનનો આ જવાબ સાંભળી માધવરાવને ઘણો ગુસ્સો ચઢયો અને તેણે કિલ્લા સામેના પહાડ ઉપર ચઢી કિલ્લા ઉપર ગોળા છોડવાનો પોતાની ફોજને હુકમ આપ્યો અને તે પ્રમાણે મરાઠાઓએ પહાડ ઉપર ચઢી ગોળા છોડવા માંડયા. પરંતુ સરદારખાંએ કિલ્લામાંથી તોપોનો સખ્ત મારો ચલાવ્યાથી મરાઠાઓને દુમ દબાવીને નાસવુ પડયું. બીજા દિવસે મરાઠાઓએ બીજો હુમલો કર્યો, પણ આ વખતે સરદારખાંએ કિલ્લામાથી બહાર આવી તેમના ઉપર એવો સખ્ત મારો ચલાવ્યો કે તેમને ભાગતાં ભોંય ભારે પડી ગઇ અને લડાઇના મેદાનમાં ઘણા મરાઠાઓના માથાં તુંબડાની પેઠે રઝળવા લાગ્યાં. એટલુંજ નહિ પણ મડદાંઓનો તો કાંઇ સુમારજ ન હતો. આ હુમલામાં પણ મરાઠાઓએ સુંઠનો સ્વાદ સારી રીતે ચાખ્યો. આ પ્રમાણે હારીને મરાઠાઓ તે દિવસે પણ નાસી ગયા. ત્રીજા દિવસે માધવરાવે પોતે હાથી ઉપર સવાર થઇને પહાડી ઉપર ચઢવાનો પ્રયત્ન કર્યો અને પોતે હરોળમાં રહીને ફોજને પહાડી ઉપર ચઢવાનો હુકમ આપ્યો. તે દિવસે પણ સરદારખાંને ઘણી બહાદુરી

બતાવી અને મરાઠાઓ ઉપર શ્રાવણ માસની હેલી પેઠે ગોળીબાર ચલાવ્યો, તેથી ઘણા મડદાંઓને પહાડી ઉપર રહેવા દઇને મરાઠાઓને તે દિવસે પણ પાછા હઠવું પડયું. આથી માધવરાવને ઘણી શરમ લાગી. ચોથા દિવસે ચિતલદુર્ગના રાજાએ જંગલના એક ગુપ્ત માર્ગે પોતાની સેના રવાના કરી. આ સેનાએ સરદારખાન ન જાણે તેમ કિલ્લાને સુરંગ લગાડી. સુરંગ ફુટતાંજ મરાઠા સૈનિકો દુર્ગમાં દાખલ થયા. એટલે તો પૂછવુંજ શું? સરદારખાન પોતાના લશ્કર સાથે મરાઠાઓની મહેમાનદારી કરવા માટે તૈયારજ હતા. તેમણે મરાઠાઓની એવીતો સારી મહેમાનદારી કરી કે તેઓ ધરાઈ ગયા અને વધુ જમવાની તેમની ઇચ્છા રહી નહિ. જોતજોતામાં તેમણે મરાઠાઓની ટુકડીઓને ટુકડીઓ કાપી નાખી. પણ ઘણા માણસો આગળ થોડાનો શો હિસાબ ? છેવટે સરદારખાનના બહાદુર સિપાહીઓ પણ કામ લાગ્યા અને સરદારખાન પોતે પણ ઘાયલ થયા. આ પ્રમાણે માકડીદુર્ગનો કિલ્લો મરાઠાઓને હાથ લાગ્યો. સરદારખાનની આ બહાદુરીથી ખુશ થઇને માધવરાવે તેમને પોતાની પાસે રાખ્યા અને તેમની સારવાર કરવા માટે કેટલાક હાડવૈદ નિયત કર્યા.

આ પ્રમાણે માકડીદુર્ગનો કિલ્લો હસ્તગત કર્યા પછી માધવરાવ પોતાની ફોજ સાથે આગળ વધ્યા. જંગલમાં તેમનું સ્વાગત કરવા માટે હૈદરઅલીએ છુપાવી રાખેલા સૈનિકો તૈયારજ હતા. તેમણે મરાઠાઓની સારી પરોણાગત કરી અને હજારો મરાઠાઓને જંગલમાંજ આરામ કરવાની જગ્યા કરી આપી.

બાલાપુર (નાનું) બાલાપુર (મોટું)' કડપા કોલાર આદિ સ્થળોએ થઇને માધવરાવ શ્રીરંગપટ્ટન તરફ ધસ્યો. હૈદરઅલીએ તેના આગમનના સમાચાર સાંભળીને પોતાનું આખું લશ્કર માકડીદુર્ગના જંગલમાં છુપાવી દીધું. આ તરફ માધવરાવના સેનાપતિએ ૫૦૦૦૦ હજાર સિપાહીઓ અને જબરા તોપખાના સાથે માકડીદુર્ગ પાસેના

ઉત્તરીદુર્ગના જંગલમાં મુકામ કર્યો. મરાઠા સૈનિકોની કુચથી રજની-કમરી આકાશ ઉપર ચઢી રહી હતી અને હિંદુ લોકો મરાઠાઓની ચઢાઇથી ઘણા હરખાતા હતા. હૈદરઅલીખાં તો મરાઠાઓ ઉપર હુમલો કરવાની તક શોધી રહ્યા હતા. તક મળતાંજ તેમણે મરાઠાઓ ઉપર હુમલો કરી દીધો. હુમલો એવો તો સખ્ત હતો કે મરાઠાઓ તે જીરવી શકયા નહિ. પહેલા હુમલામાંજ તેમની ફોજમાં અવ્યવસ્થા થઇ ગઇ અને મરાઠા સિપાહીઓ નાહિંમત થઇને આમતેમ નાસવા લાગ્યા. નાસવામાં તેમને પોતાના માલ અસબાબની પણ ખબર રહી નહિ. આ કારણથી હૈદરઅલીખાંને પુષ્કળ માલ મળ્યો. જેમાંથી તેમણે સૈનિકોને પણ સારા સારા ઇનામો આપ્યા એટલુંજ નહિ પણ બાકીનો સામાન શ્રીરંગપટ્ટનમાં મોકલાવી દીધો.

માધવરાવે આગળ વધતાં પહેલા ૫૦૦૦ સિપાહીઓ બારામહાલ મુકામે રાખ્યા હતા. તેમને હૈદરઅલીએ માકડીદુર્ગના જંગલમાં છુપાવેલા સિપાહીઓએ તીર અને ગોળીબારથી મારી નાખ્યા.

આ પરાજયથી શરમાઇને માધવરાવ ચિંતામની દુર્ગથી આગળ વધીને અંબાજીદુર્ગ તરફ ચાલ્યો ગયો અને હવે શું કરવું તે વિષે વિચાર કરવા લાગ્યો.

માધવરાવ અંબાજીદુર્ગમાં મુકામ કરી પડયો હતો ત્યાં હૈદર-અલીએ તેને નિમ્નલિખિત પત્ર લખ્યો.

"ભાઇ માધવરાવ! તમે લોકોએ પોતાની રીત પ્રમાણે ખેતી અને ગામડાઓનો નાશ કરી લોકોને ભારે દુઃખમાં નાખી દીધા છે. ખેતીનો નાશ થએલો હોવાથી ઢોરો માટે પુરતો ચારો મળતો નથી. તેથી ઘણા ઢોરો ભૂખથી મરણ પામે છે, જેનો પાપ તમારે શિર છે. અમે કાંઇ તમારાથી ડરતા નથી. અમે તો તમારી સાથે યુદ્ધ કરવા તૈયારજ છીએ. તમે અમારૂં પાણી જોઇ લીધું છે. તેથી તેના સંબંધમાં વધારે લખવાની કાંઇપણ અગત્ય નથી. પણ હું તમને

એક મિત્ર તરીકે સલાહ આપું છું કે હવે લઢવામાં કાંઇ સાર નથી. ખુદ તમારા રાજ્યમાં પણ ઘણી અવ્યવસ્થા થઇ રહી છે, જેનો તાકીદે બંદોબસ્ત થવાની જરૂર છે. એવું ન થાય કે તમે અંહિંઆં હો અને કોઇ તમારા રાજ્ય ઉપર હુમલો કરી બેસે. લડાઇના મામલા તો તમે જાણો છોજ. તેમાં ધારેલું પરિણામ ભાગ્યેજ આવે છે. આપણે ધારીએ શું? અને થાય શું? એતો યુદ્ધની એક અસાધારણ વાત છે. જો તમે લડાઇમાં રોકાઓ અને કદાચ પરિણામ વિપરિત આવે તો તમને કેટલું નુકસાન થાય? તેનો વિચાર કરશો. લડાઇ કાંઇ બચ્ચાંઓની રમત નથી કે એક દહાડામાં પુરી થઇ જાય. લડાઇમાં કેટલો સમય જશે એ કાંઇ નક્કી નથી. માટે સમજીને પાછા જવામાંજ સાર છે. હું તમારી સાથે સલાહ કરવા માગું છું. પછી તો જેવી તમારી ઇચ્છા."

માધવરાવને તો આવું જોઇતુંજ હતું. તેથી આ પત્ર મળતાંજ તેણે તેને ગનીમત સમજીને પોતાની પાસે હૈદરઅલીના જે સૈનિકો કેદ હતા તેમને છુટા કરી દીધા. એટલુજ નહિ પણ તેમને સારા સારા પોશાક આપી હૈદરઅલીખાં પાસે રવાના કરી દીધા અને પોતે પણ ઉઠાગીરી કરી ગયો. આ પ્રમાણે જ્યારે તે દેશ મરાઠાઓથી ખાલી થઇ ગયો ત્યારે હૈદરઅલીખાં પોતાના રાજ્યની વ્યવસ્થા કરવામાં પ્રવૃત્ત થયા. ઝમિનદારોને તગાવી આપી અને કેટલાક પ્રદેશમાં ત્રણ વરસ સુધી ખંડણી માફ કરી.

આજ અરસામાં ફેઝુલ્લાખાન, હયબતજંગ અને સરાના સુબા દિલાવરખાં હયદરઅલીને મળવા માટે આવ્યા. હૈદરઅલીએ તેમનો સારો સત્કાર કર્યો અને દરરોજ તેમને માટે ૧૦૦૦ રૂ. ખરચાવા લાગ્યા. એટલુંજ નહિ પણ નવાબ દિલાવરખાંના ભત્રીજા નુરૂલ અબસારખાં સાથે પોતાની પુત્રી પરણાવી લાયકને લાયક માન આપ્યું. ત્યાર પછી બેંગલોરમાં છ મહિના રહી શ્રીરંગપટ્ટન મુકામે પાછા ફર્યા. અહિં આવીને તેમણે સિપાહીઓને નવો પોશાક આપ્યો.

## રઘુનાથરાવનું પેશવાપદ ઉપર આવવું તેની મહીસુર ઉપર ચઢાઈ અને પરાજય.

હવે આપણે પુના તરફ દૃષ્ટિ કરીએ. માધવરાવના મરણ પછી નારાયણરાવ પેશવાપદ ઉપર આવ્યો. આ વખતે તેનો કાકો રઘુરાવ કેદમાં હતો. તેણે યુક્તિ પ્રયુક્તિથી નારાયણરાવનો વધ કર્યો અને પોતે પેશ્વાપદ ઉપર અધિષ્ઠિત થયો. ઈ. સ. ૧૭૭૫. આ વાત મરાઠા સરદારોને ગમી નહિ. પણ રઘુનાથે તેમને નાણા આપીને પોતાના પક્ષમાં લીધા. આ પ્રમાણે પોતાના રાજ્યની વ્યવસ્થા કર્યા પછી તેણે એક મોટી સેના સહિત મહીસુર ઉપર આક્રમણ કર્યું અને નિઝામના રાજ્યનો કેટલોક ભાગ તારાજ કર્યો. નિઝામની સેનામાં અવ્યવસ્થા હોવાથી તે શત્રુદળનું દમન કરી શકી નહિ. આ કારણથી નિઝામ સરકારે રઘુબાને બેદર, ઔરંગાબાદ, બિરાર આદિ પ્રાંતો આપી પાછો કાઢયો. આથી રઘુનાથરાવનું અભિમાન ઘણું વધી ગયું અને તે બાલાઘાટ તરફ આગળ વધ્યો કે જે આ વખતે હૈદરઅલીખાંના કબ્જામાં હતો.

આજ અરસામાં પુનાથી નાનાફડનવિષે નિઝામ સરકાર અને હૈદરઅલીને પત્ર લખી જણાવ્યું કે "રઘુનાથરાવ હકદાર પેશવા નથી. તે પોતાના ભત્રીજાને મારી નાખી પેશવાપદ ઉપર આવ્યો છે. માટે કાં તો આપ તેને મારી નાખો અથવા કેદ કરો. જો આપ આ કાર્ય કરશો તો આપને યોગ્ય ઉપહાર આપવામાં આવશે. એટલુંજ નહિ કિંતુ અમે પણ આપની સહાયતાને માટે તૈયાર છીએ." બીજો પત્ર તેણે રઘુનાથરાવના સરદારોને લખીને જણાવ્યું કે "ભાઇઓ! આજે તમે કોને મદદ આપી રહ્યા છો તે જાણો છો? રઘુનાથરાવ કાંઇ ખરો હકદાર નથી, તે પોતાના ભત્રીજાનો વધ કરીને સિંહાસનારૂઢ થયો છે. માટે તમે તેને મૂકીને અંહિ પાછા ચાલ્યા આવો" આ પત્ર મળતાંજ રઘુનાથરાવના સૈનિકો અનેક બ્હાને તેનો ત્યાગ

કરીને પુને ચાલ્યા ગયા. માત્ર ૨૦ હજાર પિંઢારા તેની પાસે શેષ રહ્યા. આવી તક મળવાથી નિઝામ સરકારે તેના ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કર્યો. એટલે તેણે સુલતાન હૈદરઅલીને લખ્યું કે જો તમે આ વખતે મને મદદ આપો તો હું તમને ૧૦ લાખ રૂ. રોકડા અને કેટલાક પ્રાંત આપવાને માટે તૈયાર છું. સુલતાને રઘુનાથરાવની માગણીનો સ્વીકાર કર્યો. આથી સરાનો કિલ્લો સુલતાનને સ્વાધીન કરવા માટે પેશ્વાએ પોતાના નાના ભાઈ બાજીરાવને સરાના કિલ્લેદાર બાપુજી સિંધીઆ પાસે મોકલી તેને કિલ્લો સોંપી દેવાનું કહેવરાવ્યું. પણ કિલ્લેદારે તેની માગણીનો અનાદર કરીને જવાબ આપ્યો કે–"હું રઘુનાથરાવને ઓળખતો નથી ? તેને મારી પાસેથી કિલ્લો લઈ લેવાનો શો અધિકાર છે. " કિલ્લેદારનો આવો જવાબ સાંભળી તેને વશ કરવા માટે રઘુનાથરાવે સુલતાનની મદદ માગી. એટલે તેમણે પોતાના પુત્ર ફિરોઝબખ્ત (ટીપુ સુલતાન) ને એક મોટી સેના સહિત સરા ઉપર આક્રમણ કરવાની આજ્ઞા કરી. તદનુસાર ટીપુ સુલતાને સરા ઉપર હુમલો કરીને માત્ર ત્રણ માસમાં પ્રસ્તુત કિલ્લો સર કરી તત્પશ્ચાત મદગીરી અને રાયદુર્ગના કિલ્લાઓ પણ મરાઠાઓ પાસેથી જીતી લીધા. આ વખતે રઘુનાથરાવની સ્થિતિ " સુડી વચ્ચે સોપારી " જેવી હતી. એક તરફથી પુનાની સેના તેનું દમન કરવા માટે આવી રહી હતી અને બીજી તરફથી નિઝામ સરકાર તેના ઉપર આક્રમણ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. તેથી કંટાળીને રઘુનાથરાવે ૧૬ હજાર સૈનિકો સહિત ઉત્તર હિંદુસ્થાન તરફ નાસી જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ પુનાની સેના તેના ઉપર દેખરેખ રાખતી હોવાના કારણે તેનાથી ઉત્તર હિંદુસ્થાન તરફ નાસી જવાનું બન્યું નહિ, તેથી તે બુરહાનપુર અને ખાનદેશ ફરીને ગુજરાત તરફ નાસી ગયો. આવી સોનેરી તક મળ્યાથી સુલતાન હૈદરઅલીએ મરાઠાઓના બીજા પણ કેટલાક દુર્ગ હસ્તગત કર્યા.

## હુબેલી ધારવાડ ઉપર આક્રમણ.

પહેલાં આ શહેર અને કિલ્લો આસફ્જાહના કબજામાં હતો. તત્પશ્ચાત ત્યાનાં કિલ્લેદાર મીર રૂસ્તમઅલીખાંએ સુલતાને હૈદરઅલીનું આધિપત્ય સ્વીકારી પ્રસ્તુત દુર્ગ તેમને હવાલે કર્યો, પણ થોડાજ દિવસમાં માધવરાવ પેશ્વાએ ઉક્ત દુર્ગ ઉપર પોતાનો કબજો કરી લીધો. સુલતાન હૈદરઅલી માટે આ ઘણું અસહ્ય હતું. પોતાનો એક પ્રખ્યાત દુર્ગ મરાઠાઓના કબજામાં રહે તેને તે લાંછન યુક્ત સમજતા હતા. તેથી તેમણે પ્રસ્તુત દુર્ગ ગમે તે ભોગે મરાઠાઓ પાસેથી પુનઃ લઈ લેવાનો નિશ્ચય કરી ઉક્ત દુર્ગ ઉપર આક્રમણ કર્યું. દુર્ગ મજબુત હોવાથી એકાએક હાથ લાગે એમ ન હતું, તેથી સુલતાને દુર્ગને ઘેરી લીધો અને કેટલાક સમય પછી અતિ વીરતાથી દુર્ગ ઉપર આક્રમણ કરી તેને હસ્તગત કર્યો.

## સૈન્યની સુધરેલી વ્યવસ્થા.

સુલતાન હૈદરઅલી એક કાર્યદક્ષ અને રણકળાવિશારદ રાજ્યકર્તા હોવાથી તે સમયાનુસાર પોતાની સેનામાં ઘટિત સુધારો વધારો કરતા હતા. તે સમયે તેમની સેના સમસ્ત ભારતવર્ષમાં અતિ પ્રખ્યાત હતી. ધારવાડના વિજય પશ્ચાત તેમણે પોતાની સેનાની નવેસરથી રચના કરી અને કેટલીક નવી ટુકડીઓ ઉભી કરી તેમને માટે નવિન શસ્ત્રો તૈયાર કરાવ્યા અને સેનામાં ભિન્ન ભિન્ન વર્ગના લોકોને સ્થાન આપી તેમને ઉત્તેજન આપ્યું. જ્યારે સુલતાનની રણકળાવિશારદ સેના ભિન્ન ભિન્ન રંગના વસ્ત્રો પરિધાન કરી બહાર નિકળતી ત્યારે તેનો દેખાવ ઘણો ભવ્ય તેમજ રમણીય લાગતો હતો અને લશ્કરી વાજીંત્રો મનુષ્યોને તો શું કિંતુ પ્રાણીઓને પણ મુગ્ધ કરી નાખતા હતા. ઈ. સ. ૧૧૮૫ માં તેમની સેનામાં નીચે બતાવ્યા પ્રમાણે સૈનિકો હતા.

(૧) સવાર ૫૮ હજાર.

(૨) પાયદળ ૬૦ હજાર.
(૩) કરનાટકી સૈનિકો ૪૫ હજાર.
(૪) બાન્દાર ૫ હજાર,
(૫) તોપખાનાના સૈનિકો ૧૦ હજાર.
(૬) ઉંટ સવાર ૨ હજાર.

## માધવરાવ પેશ્વાનું આક્રમણ.

સરાનો દુર્ગ હસ્તગત કર્યા પશ્ચાત જ્યારે માધવરાવ પુને પાછો ગયો ત્યારે સરાના કિલ્લેદારને એવી ધાસ્તી લાગી કે બેદનુરની ચઢાઇથી નિવૃત્ત થયા પશ્ચાત સુલતાન સરા ઉપર પુનઃ આક્રમણ કર્યા વિના રહેશે નહિ. સુલતાન તરફની આવી ધાસ્તી હોવાથી તેણે માધવરાવ પેશ્વાને તત્સંબંધે એક વિનંતિ પત્ર લખ્યો માધવરાવને તેની ધાસ્તી વાસ્તવિક લાગી. તે પણ બરાબર સમજતો હતો કે કિલ્લો મરાઠાઓ પાસે રહેવા દઇને સુલતાન મૂક બેસી રહે તેવા નથી. તેથી તેમને નિર્બળ કરવા માટે તેણે એક મોટી સેના સહિત મહીસુર ઉપર આક્રમણ કર્યું. આ વખતે ચિતલદુર્ગનો રાજા સુલતાન અને શાહનુરનો નવાબ માધવરાવની કુમકે આવ્યો હતો. આ ચઢાઇના સમાચાર મળતાંજ હૈદરઅલીખાંએ પોતાની સેનાને સજ કરી શત્રુઓને આગળ વધતા અટકાવવા માટે તુંગભદ્રા નદી ઓળંગી એક સ્થળે છાવણી કરી. આ સ્થળ ઘણું સુરક્ષિત હતું. કેમકે તેની પાછળ ઘાડું વન હતું. માધવરાવની છાવણી ત્યાંથી બે માઇલ દુર હતી. તેની સેના ઘણે દુર સુધી પ્રસરેલી હતી. પાંચ છ દિવસ સુધી ઉભય પક્ષો તરફથી સાધારણ હુમલાઓ થતા રહ્યા. પરંતુ તેનું કાંઈ પણ પરિણામ આવ્યું નહિ. ૬ ઠ્ઠા દિવસે પોતાના ભારે તોપખાના સાથે માધવરાવે સુલતાનની સેના ઉપર આક્રમણ કર્યું. જેનો સુલતાનની સેનાએ પણ બરાબર જવાબ વાળ્યો, પરંતુ તે દિવસના યુદ્ધમાં તેમનું કાંઇ ન ચાલ્યું. બીજા દિવસે મરાઠાઓએ

પુનઃ આક્રમણ કરી સુલતાનના સૈનિકોને પાછા હઠાવ્યા. આ વખતે પણ સુલતાનની તોપો કાંઇ કામ ન આવી. તેમની સેનામાં ભંગાણ પડયું અને સૈનિકો ભિન્ન ભિન્ન દિશામાં નાસવા લાગ્યા. આ વખતે સુલતાન હૈદરઅલી એક વૃક્ષ નીચે ઉભા રહી આ સન્ધુ જોઇ રહ્યા હતા અને માલિક પાસે વિજયની વાંચ્છના કરી રહ્યા હતા, એટલામાં જંગલમાંથી કેટલાક માણસો તંબુરા સાથે તે સ્થળે ઉપસ્થિત થયા અને પોતાના રાજકર્તાને ખિન્ન મુખમુદ્રાએ તે સ્થળે ઉભેલા જોઇ તેમણે તેમને તેનું કારણ પૂછયું અને જ્યારે કારણ જાણવામાં આવ્યું ત્યારે તેમણે તંબુરા એટલા જોરથી વગાડયા કે મરાઠા સૈનિકો ગભરાઇ ગયા અને તેઓ એમ સમજ્યા કે સુલતાનની કુમકે નવા સૈનિકો આવે છે. આવો વિચાર કરીને તેઓ પોતાની છાવણીમાં પાછા ફર્યા અને મુસ્લિમ સૈનિકો તંબુરાનો નાદ સાંભળીને સુલતાનની આસપાસ એકત્રિત થયા. થોડી વારમાં બખશી હયબતજંગ પોતાની સેના સહિત સુલતાનની કુમકે આવી પહોંચ્યા. આથી પ્રોત્સાહી થઇને સુલતાને મરાઠી સેના ઉપર નવેસરથી આક્રમણ કર્યું. મરાઠાઓ મુસ્લિમ સેનાનો વેગ રોકી શક્યા નહિ. તેમની સેનામાં ભંગાણ પડયું અને ઘણા મરાઠા સૈનિકો રણમાં પડયા. આ પ્રમાણે લડાઇનો પાસો પલટાયલો જોઈ માધવરાવને ઘણો ખેદ થયો. પરંતુ આ પ્રમાણે પરાજિત થઇને પુને પાછા ફરવું એ ઘણું લાંછન ભરેલું હતું. તેથી કાંતો મારવું યા મરવુ એ સિદ્ધાંતાનુસાર. તેમણે કોઇ પણ ભોગે છેવટ સુધી લઢવાનો નિશ્ચય કર્યો, પરંતુ સુલતાને તેમની છાવણી હસ્તગત કરેલી હોવાથી પેશ્વાએ બંકાપુરમાં છાવણી કરી અને મિરજના સુબા ગોપાળરાવને એક પત્ર લખીને એવી આજ્ઞા આપી કે તેણે તુંગભદ્રા નદી ઓળંગી સુલતાનના રાજ્ય ઉપર આક્રમણ કરવું અને માર્ગમાં જે શહેર આવે તેનો નાશ કરવો, તદનુસાર ગોપાળરાવ તુંગભદ્રા નદી ઓળંગી સુલતાનની સરહદમાં પેઠો અને માર્ગમાં આવતાં ગામડાઓ અને

શહેરોનો નાશ કરીને તે આગળ વધ્યો અને હિરનપલ્લી તેમજ રાય-દુર્ગના રાજાઓ પાસેથી ખંડણી લઈ ચિતલદુર્ગ તરફ ધસ્યો.

જ્યારે સુલતાનને તે સમાચાર મળ્યા, ત્યારે વર્ષાઋતુ હોવા છતાં એક પળનો પણ વિલંબ કર્યા વિના તે ૬ હજાર હયદળ, ૪ પલટણ પાયદળ, ૨ હજાર સુનંદા સવારો અને ૬ તોપો સહિત ગોપાળરાવનું દમન કરવા માટે નિકળી પડયા અને ગોપાળરાવ ઉપર એટલા વેગથી આક્રમણ કર્યું કે જે તે સહન કરી શક્યો નહિ. તેની સેનામાં ભંગાણ પડયું અને બીજા રાજાઓ પાસેથી તેણે જે લુટ મેળવી હતી તે રણભૂમિમાંજ મૂકીને તે નિજ સેના સહિત પલાયન થઇ ગયો અને સરાના કિલ્લામાં આશ્રય લીધો. આ લડાઇમાં સુલતાન હૈદરઅલીને ૫ હજાર ઘોડા, ૧૯ હાથી, ૯૦ ઉંટ અને બીજો ઘણો સામાન મળ્યો. જ્યારે માધવરાવે જોયું કે સુલતાન હૈદરઅલી સામે કાંઇ પણ દાળ ગળતી નથી ત્યારે તે સંધિ કરવા માટે તૈયાર થયો અને ૨ લાખ રૂ. આપી સંધિ કરી. આ પ્રમાણે એક વરસ અને કેટલાક મહિના નિરર્થક ગાળ્યા પછી, છેવટે ખુવાર થઇને તેને પુને પાછા જવું પડયું, અને સુલતાન હૈદરઅલી હૈદરનગર (બેદનુર) થઇને સહીસલામત શ્રીરંગપટ્ટન[1] પહોંચ્યા.

---

૧ મહીસુરના ચીફ કમીશનર લેવિન બી. બોરિંગ સાહેબે આ બનાવને તદન જુદાજ સ્વરૂપમાં વર્ણવ્યો છે, તે લખે છે કે મરાઠા-ઓએ ચોથી વાર આક્રમણ કરવાનો પ્રયાસ કર્યો, એટલે સુલતાન હૈદરઅલીએ મદ્રાસ સરકારની મદદ માગી. પણ ત્યાંથી તેમને કાંઇ પણ મદદ ન મળી શકી. સુલતાન જાણતા હતા કે તે ખુલ્લા મેદાનમાં મરાઠાઓનો મુકાબલો કરી શકે તેમ નથી. તેથી તે ધીમે ધીમે રાજ્ય-ધાની તરફ પાછળ હઠતા ગયા અને હઠતી વખતે અગત્યના મુકામોનો નાશ કરતા ગયા. પછી તેમણે સંધિ કરવા માટે માધવરાવ પાસે દુત મોકલ્યો. સુલતાને પુષ્કળ ધન એકત્ર કર્યું છે એ વાત

## કુર્ગ અને કાલીકટ ઉપર આક્રમણ.

પહેલાં કાલીકટ બિજાપુર નરેશને તાબે હતું, પછી તે દિલ્હીના સુબા આમફ્જાહના કબજામાં આવ્યું અને તેમના માણસોને લાંચ આપીને મરાઠાઓએ પ્રસ્તુત શહેર પોતાના કબજામાં લીધું, તેમની પાસેથી સુલતાન હૈદરઅલીએ તે શહેર જીતી લીધુ, પણ થોડા સમય પછી તે પાછું મરાઠાઓને કબજે આવ્યું. આ પ્રમાણે એક અગત્યનું

---

જાણવામાં આવતાં માધવરાવે ૧ કરોડ રૂ. ની માગણી કરી, પણ સુલતાન હૈદરઅલીએ તેનો અસ્વીકાર કર્યો, આથી રાજ્યધાનીનો કબજો લેવા માટે માધવરાવ આગળ વધ્યો અને રાજ્યના કેટલાક ભાગનો નાશ કર્યો અને કેટલાક અગત્યના સ્થળોએ સેના મોકલી, તે તે સ્થળો કબજે કર્યા. પણ બાજગુલ મુકામે તેનો પરાજય થયો. પરંતુ થોડા દિવસ પછી પોલીગારોની સહાયતાથી માધવરાવે પ્રસ્તુત દુર્ગ હસ્તગત કર્યો અને તેમાં પકડાયલા કેદીઓના નાક કાન કાપી નાખ્યા, પરંતુ કિલ્લેદાર સરદારખાન તેની અપુર્વ વીરતાના કારણથી કાંઈ પણ શિક્ષા કરવામાં ન આવી. આ પ્રમાણે આ યુદ્ધમાં માધવરાવને છેવટ સુધી વિજય પ્રાપ્ત થતો રહ્યો, પરંતુ તેની પ્રકૃતિ શિથિલ થવાથી તેને પુને પાછા જવું પડયું અને પોતાની જગ્યાએ પોતાના મામાને સેનાધિપતિ તરીકે મુકતો ગયો, આ સરદારે કેટલેક સ્થળે વિજય પ્રાપ્ત કર્યો, પરંતુ તેટલા અરસામાં હૈદરઅલીએ એક મોટી સેના તૈયાર કરી લીધી હતી, તેથી તેમણે મરાઠાઓનો વેગ રોકવાનો પ્રયત્ન કર્યો.

શ્રીરંગપટ્ટનથી ૨૦ માઇલ દુર મીલોકોટ નામક એક તીર્થસ્થળ છે, પ્રથમ શ્રીરંગપટ્ટનથી નિકળી સુલતાન હૈદરઅલીએ સાવનદુર્ગ ઉપર હુમલો કર્યો અને ત્યાંથી આગળ વધીને મીલોકોટના ગિરિકંદરાઓમાં પ્રવેશ કરી એક સુરક્ષિત સ્થળે મુકામ કર્યો, જેની આસપાસ પર્વતો આવેલા હતા, પરંતુ પાસેની એક ટેકરી જુદી પડેલી હતી,

આ શહેર મરાઠાઓ પાસે રહેવા દે એ સુલતાન માટે અશક્ય હતું. તેમણે એક ભારે સેના સહિત કુર્ગ—કાલીકટ તરફ પ્રયાણ કર્યું. પહેલાં "બિલ"ના રાજા ઉપર હુમલો કર્યો. રાજા પોતાના બાળબચ્ચાંઓને એક સુરક્ષિત સ્થળે મોકલી દઇ પોતે મેદાનમાં આવ્યો. એટલે ઉભય સેનાદળો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. પણ એટલામાં ટીપુ સુલતાને રાજાના કુટુંબીઓ ઉપર હુમલો કર્યો અને તેમને કેદ પકડીને પોતાના પિતા સમક્ષ હાજર કર્યા, સુલતાનને આથી ઘણો આનંદ થયો, અને તેમણે પોતાના શુરવીર પુત્રને છાતી સરસો ચાપ્યો. જ્યારે રાજાએ પોતાના બાળબચ્ચાંઓને પકડાઇ આવેલા જોયા ત્યારે તેણે લડાઈ બંધ કરી અને સુલતાનની સેવામાં હાજર થઇને ક્ષમા યાચી. તેમજ સુલતાનને ૫૦ ઉંટો ભરીને માલ આપ્યો. આ પ્રમાણે સંધિ થવાથી સુલતાન હૈદરઅલીએ તેનું રાજ્ય તેની પાસેજ રહેવા દીધું. બિલના રાજાને શરણે આવેલો જાણીને કુર્ગના રાજાએ પણ લડાઇ ન કરતાં સુલતાન સાથે સંધિ કરી અને સુલતાનને કિંમતી નજરાણું આપ્યુ. પછી તેની પાસેથી એક કિલ્લો લઈ સુલતાને તેમાં પોતાની સેના રાખી. પછી ત્યાંથી આગળ વધીને કાનાનોર મુકામે આવ્યા, અહિંના રાજ્યકર્તા અલી રાજાએ સુલતાનનો ભારે સત્કાર કર્યો અને પોતે સુલતાનની

---

જ્યાંથી મરાઠાઓએ તેમના ઉપર આક્રમણ કર્યું. સુલતાન પાસે પહાડી ગોળાઓ ન હતા. તેથી તેમનું કાંઇ ન ચાલ્યું અને તેમને રાજ્યધાનીમાં પાછા ફરવુ પડયું. તેમણે રાતના સમયે કુચ કરી, પણ મરાઠાઓને તે વાતના સમાચાર મળતાં તેમણે તેમની પુંઠ પકડી અને સુલતાનની સેના ઉપર પુષ્કળ ગોળા છોડયા, જેથી સુલતાનની સેનાને ભારે નુકસાનમાં ઉતરવું પડયું અને તેઓ અનેક પરિશ્રમ ઉઠાવી ચરકોલી મુકામે પહોંચ્યા. અહિંઆંની સ્થિતિ પણ ઘણી ખરાબ હતી. મરાઠાઓએ નાસતા સૈનિકો ઉપર હુમલો કરી તેમને ભારે હાનિ પહોંચાડી. શ્રીરંગપટ્ટન અહિંથી ૧૧ માઇલ દુર હતું આ બનાવ ઈ. સ. ૧૭૭૧માં બન્યો હતો. લેખક.

સહાયતા માટે ઉદ્યુક્ત થયા. બે ત્રણ દિવસ સુધી વિશ્રાન્તી લીધા પછી સુલતાન હૈદરઅલીએ કાલીકટ તરફ કુચ કરી અને ઉદ્ધત થએલા નાયરોનો વધ કર્યો. રાજા ચરકલ મુકાબલા માટે આવ્યો અને રણભૂમિમાં માર્યો ગયો, સુલતાને તેનો સરસામાન હસ્તગત કરી તેના બાળપુત્રને કેદ કર્યો. થોડા દિવસ પછી તેણે ઇસ્લામનો અંગીકાર કર્યો એટલે તેનું નામ ઐયાઝખાન રાખવામાં આવ્યું. તત્પશ્ચાત જીતેલા રાજ્યની વ્યવસ્થા કરીને સુલતાન હૈદરઅલીએ કાલીકટના દુર્ગ ઉપર આક્રમણ કર્યું. કાલીકટના રાજામાં મુકાબલો કરવાની શક્તિ ન હતી, તેથી તેણે કિંમતી નજરાણું આપીને સુલતાન સાથે સંધિ કરી. એટલે સુલતાને તેને યોગ્ય માન આપ્યું અને દરબારમાં જગ્યા આપી. આ પ્રમાણે સુલતાનની દયાવૃત્તિ જોઇને માપલા અને નાયર લોકો પણ તેમને તાબે થયા અને એ પ્રમાણે કાલીકટમાં પુનઃશાંતિ પ્રસરી ગઇ. પછી સુલતાન હૈદરઅલી ત્યાંથી કાંજીવરમ તરફ આગળ વધ્યા અને થોડા સમયમાં મલબાર તરફ પ્રયાણ કર્યું. અહિંના રાજાએ ૨૮ હાથી અને ૭ લાખ રૂ. આપીને સુલતાનનું મન મનાવ્યું. આ પ્રમાણે મલબારમાં વગર લઢે પોતાનુ કામ થઇ જવાથી સુલતાન ત્યાંથી કોઇમબતુર તરફ આગળ વધ્યા અને ત્યાં જે નાયરો સંતાઇને લોકોને સંતાપતા હતા, તેમનું દમન કર્યું અને સરદારખાનને ત્યાની સુબાગીરી ઉપર નીમી પોતે આગળ વધ્યા.

## ત્રંબકરાવની ચઢાઈ.

### હી. સ. ૧૧૮૨

બાલાઘાટમાં બે વાર નિષ્ફળ થયા પછી માધવરાવ પેશ્વા શું કરવું ? અને કેવી રીતે સુલતાન હૈદરઅલીને સેહ આપવી તે વિષે પુનામાં અનેક યુક્તિઓ પ્રયુક્તિઓ કરી રહ્યો હતો, પણ તેને કાંઇ પણ માર્ગ જડતો ન હતો. આવા વિચારમાં અને વિચારમાં તેનો

અંત આવી ગયો અને તેના પછી તેનો ભાઇ નારાયણરાવ પેશ્વા પદ ઉપર આવ્યો. અભિષિકત થતાંજ તેણે ત્રબકરાવ નાના ને ૧ લાખ ૨૦ હજાર સવાર, ૬૦ હજાર પાયદળ અને ૧૦૦ તોપો સાથે મહીસુર અને બાલાઘાટ ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. જ્યારે તે બાલાઘાટની સરહદમાં પહોંચ્યો ત્યારે તેની પ્રૌઢ સેના જોઇ ચિતલદુર્ગ રતનદુર્ગ અને શાહનુરના રાજ્યકર્તાઓ તેની સાથે મળી ગયા. આથી વધુ પ્રોત્સાહિત થઇને ત્રંબકરાવે મહીસુરની રાજધાની શ્રીરંગપટ્ટન તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં જે જે ગામડાઓ આવતા તેનો નાશ કરવામાં આવતો. તે એટલે સુધી કે જે સ્થળેથી તે પસાર થતો ત્યાં ઘાસનું એક તણખલું સરખું પણ જોવામા આવતું નહિ. મરાઠાઓની વિશાળ સેનાને સેહ આપવા માટે સુલતાન હૈદરઅલી પાસે પુરતી સેના ન હતી. તેથી તેમણે ખંડીઆ રાજાઓને પોતાની મદદે બોલાવ્યા અને મદદ આવતાંજ માકડીદુર્ગ મુકામે છાવણી નાખી જેથી શત્રુઓ આગળ ન વધી શકે અને જો તેઓ બીજા રસ્તેથી પાટનગર ઉપર આક્રમણ કરેતો પાછળથી તેમના ઉપર હુમલો કરી તેમને સેહ આપી શકાય. ત્રંબકરાવને આ સમાચાર મળતાં તેણે પાટનગર ઉપર હુમલો કરવાને બદલે સ્વયં સુલતાન ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કર્યો. એટલે સુલતાન હૈદરઅલીએ ત્યાંથી છાવણી ઉઠાવી લઇ બીલકોટની પહાડી ઉપર મુકામ કર્યો, એટલે ત્રંબકરાવે પ્રસ્તુત પહાડી ઉપર હુમલો કર્યો. પણ તેમાં તે સફળ થયો નહિ. અહરનિશ સુલતાન પહાડી ઉપરથી ઉતરી આવી શત્રુદળ ઉપર હુમલો કરતા અને તેમને ભારે નુકસાન કરતા હતા. તેમજ પ્રસંગોપાત પહાડી ઉપરથી ગોળીઓનો વરસાદ વરસાવતા હતા. આવી સ્થિતિ ૨૦ દિવસ સુધી ચાલુ રહી અને તેમાં મરાઠાઓને ઘણું નુકસાન થયું. પછી ત્રંબકરાવે સેનાનો વિસ્તાર ઓછો કરીને પહાડીને ચારે તરફથી ઘેરો ઘાલ્યો અને છાવણીમાં કાંઇ પણ વસ્તુ ન આવી શકે તેવો પ્રબંધ કર્યો, પણ સુલતાન હૈદરઅલી તેનાથી ગાંજ્યા જાય તેવા

ન હતા. તે પાછલે રસ્તેથી રાતના સમયે પોતાની સેના સહિત પ્રયાણ કરી ગયા. જ્યારે આ સમાચાર ત્રબકરાવને મળ્યા ત્યારે તેણે તેમની પુંઠ પકડી અને સુલતાનની સેના ઉપર ગોળા છોડવા માંડયા, જેમાંથી એક ગોળો હવાઇઓના ગાડા ઉપર પડયો અને તે સળગતાં તેમાથી હવાઇઓ ઉડી ઉડીને બીજા ગાડાઓ ઉપર પડવા લાગી. એમ કરતાં કરતાં દારૂ ગોળો પણ સળગી ઉડયો અને આખી સેનામાં ભારે કોળાહળ થઇ રહ્યો. હયદળ અને પાયદળના ઘણા સૈનિકો માર્યા ગયા. તેમાં પણ અધુરામાં પુરૂં પાછળથી મરાઠાઓએ હુમલો કર્યો; તેથી સુલતાન હૈદરઅલીને ઘણું નુકશાન થયું શેહબાઝ સાહેબના જમાઇ લાલમીયાં પણ લડતાં લડતાં માર્યા ગયા. એટલુ જ નહિ પણ સુલતાન હૈદરઅલીના સહાયક મીરઅલીરઝા અને અલીઝમાનખાન મરાઠાઓના હાથે કેદ પકડાયા. યાસીનખાન નામક એક સરદાર કે જેની મુખાકૃતિ સુલતાન હૈદરઅલીને તાદશ મળતી આવતી હતી તે આ યુદ્ધમાં કામ આવ્યો. મરાઠા સૈનિકો શબોને જાતા જોતા જ્યારે યાસીનખાન પાસે આવ્યા ત્યારે તેમની મુખાકૃતિ જોઇને આશ્ચર્યચકિત થઇ ગયા અને તેમની પાસે બેસીને નામ પૂછતાં તેમણે કહ્યું કે " હું પોતે હૈદરઅલી છુ. " હૈદરઅલીનું નામ સાંભળતા મરાઠા સૈનિકોના આનદનો પાર ન રહ્યો તેઓ તો એમજ સમજ્યા કે હૈદરઅલી યુદ્ધમાં માર્યા ગયા છે. પછી તો આનદોત્સાહમાં આવીને મરાઠા સૈનિકો લુટફાટ કરવા લાગ્યા. આ વખતે સુલતાન હૈદરઅલી ઘણા ચિતાતુર હતા. તેમના જ્યેષ્ટ પુત્ર ટીપુ સુલતાન આ લડાઈમાં તેમનાથી વિખુટા પડી ગયા હતા. મહામહેનતે માત્ર ૧૪ સૈનિકો સહિત ચરકોલીના પર્વત ઉપર ચઢીને સુલતાન હૈદરઅલી પાટનગર તરફ રવાના થયા અને પોતાના આગમનના સમાચાર શ્રીરંગપટ્ટનના કિલ્લેદાર ઇસ્માઇલખાનને કહેવરાવ્યા અને પોતે મહેલમા ન જતાં એક પીરની દરગાહમાં ગયા અને માલિક પાસે વિજયની યાચના કરવા લાગ્યા. થોડી વારમાંજ ટીપુ સુલતાન એક મરાઠા સૈનિકના વેશમાં ત્યાં આવી પહોં-

વ્યા. પુત્રના આગમનથી પિતાને ઘણોજ આનંદ થયો અને તેમણે ઉભા થઇને પોતાના પુત્રને છાતી સરસો ચાંપ્યો. પછી પોતાના પુત્ર સહ કિલ્લામાં પ્રવેશ કરીને ખજાના ઉઘાડા મૂકી દીધા અને દરેક સૈનિકને એક ખોબો અને દરેક સરદારને ૫ ખોબા ભરીને અશરફીઓ તથા એક એક પોશાક પ્રદાન કર્યો. તદુપરાંત ગરીબોને પણ પુષ્કળ દાન આપ્યું. તત્પશ્ચાત સરદારોની એક સભા બોલાવી, હવે શું કરવું ? અને મરાઠાઓનુ દમન કેવી રીતે કરવું તેની મસલેહત કરવા માંડી અને સરદારો તેમજ સૈનિકોમા જાગ્રતિ આણવા માટે તેમણે એક જુસ્સાદાર ભાષણ આપ્યુ. તેથી સઘળા સરદારો અને સૈનિકો ઉત્સાહમાં આવીને બોલી ઉઠયા. " જહાંપનાહ ! જ્યાં સુધી આ દેહમા પ્રાણ છે ત્યાં સુધી અમે મરાઠાઓ ઉપર વૈર લીધા વિના રહીશું નહિ. અમે આપને માટે પ્રાણ આપવાને પણ તૈયાર છીએ અને હવેતો એજ નિશ્ચય છે કે " કાર્યં સાધ્યામિ વા દેહપાનયામિ" પોતાના સરદારો અને સૈનિકોના આવા ઉદગાર સાંભળીને સુલતાન હૈદરઅલીને ઘણો આનદ થયો હવે જે લોકો દારૂગોળાના દાહથી રણભૂમિમાજ રહ્યા હતા તેમના તરફ દષ્ટિ કરીએ. તેઓ શુરવીર અને ટેકીલા હતા. જીવિત અવસ્થામા મરાઠાઓને શરણે જવું તેને તેઓ લાંછન સમાન સમજતા હતા. તેથી મહમદઅલી કુમેદાનની સરદારી તળે તેમણે પર્વત ઉપર ચઢવા માંડયું. મરાઠાઓએ તેમના ઉપર હુમલો કર્યો, જેનો જવાબ તેમણે સારી રીતે વાળ્યો. પછી મરાઠાઓએ પર્વત ઉપર ચઢવા માડયુ એટલે મહમદઅલીએ તેમના ઉપર ગોળીઓનો વરસાદ વરસાવી તેમને પાછા હઠાવ્યા.

આ પ્રમાણે જ્યારે બળથી કામ ન થયુ ત્યારે કળથી કરવાના હેતુથી ત્રંબકરાવે મહમદઅલી અને મહમદયુસુફ કુમેદાન નામક વ્યક્તિઓને મહમદઅલી પાસે દુત રૂપે મોકલી સંધિ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. મહમદઅલી અને મહમદયુસુફે મહમદઅલીને ઘણા સમજાવ્યા તેથી તેમના કહેવાથી તે પોતાના ૧૬૦૦ સૈનિકો સહિત પર્વત

ઉપરથી ઉતરી આવ્યા. એટલે ત્રંબકરાવે તેમના અસ્ત્રશસ્ત્ર લઇ લીધા અને તેમને ખાવાનું આપ્યું ક્ષુધાપીડિત વ્યક્તિઓએ ક્ષુધાની શાંતિ કર્યા પછી ત્રબકરાવે મહમદઅલીને પેશવા સરકારની નોકરી સ્વીકારવાનુ કહ્યુ. એટલે મહમદઅલીએ જવાબ આપ્યો કે મારૂં કુટુંબ શ્રીરંગપટ્ટનમાં છે, તેમને ત્યાંથી લઇ આવ્યા પછી હું તમને જવાબ આપીશ. ત્રબકરાવે તેમને જવાની રજા આપી એટલે તેમણે કહ્યુ કે "અમે શસ્ત્ર રહિત હોવાથી અમને દિવસે જતાં શરમ આવે છે, તેથી અમે અત્રેથી રાત્રે પ્રયાણ કરીશું." પણ તેમ કરવામાં એક યુક્તિ રહેલી હતી, મરાઠાઓ તેમની આ યુક્તિ સમજી શક્યા નહિ. પછી નિયત કરેલા સમયે તેમણે ત્યાંથી પ્રયાણ કર્યું, માર્ગમાં મરાઠાઓની છાવણી હતી. જેમાં ૨૦૦૦ સૈનિકો હતા, ઘણા ખરા સૈનિકો બેઠા બેઠા ઝોખા ખાતા હતા. આ તક જોઈ મહમદઅલી અને તેમના શુરવીર સૈનિકોએ તેમના ઉપર હુમલો કરીને તેમના હથીઆર છીનવી લીધા અને જે લોકોએ મુકાબલો કર્યો, તેમને યમલોકમા પહોંચાડી દીધા. આ પ્રમાણે મરાઠાઓ ઉપર વિજય પ્રાપ્ત કરી તેમના શસ્ત્રો સહિત શ્રીરગપટ્ટનમાં સુલતાન પાસે પહોચ્યા. સુલતાન તેમને જોઇને ઘણો આનંદ પામ્યા અને તેમા પણ મુખ્યત્વે કરીને જ્યારે તેમણે મહમદઅલી અને તેમના સૈનિકોની વીરતાની વાત સાંભળી ત્યારે તો તેમના આનંદનો પાર ન રહ્યો, તેમણે મહમદઅલી અને તેમના સૈનિકોને યોગ્ય પારિતોષક પ્રદાન કર્યુ. એટલુજ નહિ પણ તેમને નવા શસ્ત્રો આપ્યા અને મહમદઅલીને સેના નાયકની પદવી આપી તેમને સૈન્યમાં ભરતી કરવાની આજ્ઞા આપી.

તત્પશ્ચાત સુલતાન હૈદરઅલીએ કિલ્લો સમરાવવા માંડયો અને કિલ્લા ઉપર ભારે તોપો ચઢાવી બંદુકોના બાકા સમરાવ્યા એટલુંજ નહિ પણ કિલ્લામાં યુદ્ધનો પુષ્કળ સામાન એકત્ર કર્યો.

આ તરફ ત્રબકરાવ મહમદઅલી કુમેદાનની માર્ગપ્રતિક્ષા

કરી રહ્યો હતો. પણ જ્યારે તે ન આવ્યા ત્યારે તેના ક્રોધની અવધિ કિંવા પરિસીમા ન રહી, તેણે મીર અલીરઝાખાં અને બીજા સરદારોને બોલાવી તેમને ન કહેવા જેવા શબ્દો સંભળાવ્યા. એટલુંજ નહિ પણ તેમને પુને મોકલી દીધા. સૌથી છેલ્લા યાસીનખાનનો વારો આવ્યો. જેમને હૈદરઅલી સરજીને એક જુદા તંબુમાં રાખવામાં આવ્યા હતા. આજ સુધી તો મરાઠાઓ તેમનેજ સુલતાન હૈદર અલી સમજતા હતા પણ આજે તે ભેદનો સ્ફોટ થયો. યાસીન ખાંની ચતુરાઇ જોઇ ત્રંબકરાવને તેમના ઉપર ઘણો ક્રોધ ચઢયો અને તેણે તેમને પણ પુને મોકલી દીધા.

તત્પશ્ચાત ત્રંબકરાવે પોતાની સેનાને શ્રીરંગપટ્ટનની આસપાસ ફેલાવી દીધી અને દુર્ગ, ઉપર ગોળા છોડવા માંડયા. દુર્ગમાંથી પણ બરાબર ગોળાબારી થતી રહી સુલતાન હૈદરઅલીની ઉદારતા જોઇને કેટલાક મરાઠા સરદારો પણ તેમને મળી ગયા.

આ વખતે સુલતાનની સેનામાં ૨૦૦૦૦ પાયદળ અને ૧૨૦૦૦ હયદળની નવી ભરતી થઇ હતી. એક દહાડો મહમદઅલી કુમેદાન બે હજાર સૈનિકો સાથે કિલ્લામાથી બહાર નિકળ્યા અને ઇદગાહ તરફ થઇને તે તરફનો માર્ગ રોકી રહેલા ચિતલદુર્ગના રાજા અને મોરારિરાવ ઉપર હુમલો કર્યો અને તેમને સેહ આપીને તેમનો સઘળો સરસામાન તેમની પાસેથી ખુંચવી લઇને સુલતાનની સેવામાં રજુ કર્યો, તેમજ ઘણા કેદીઓને પણ હાજર કર્યા, લુટનો સઘળો માલ તેમણે કેદીઓ પાસેજ ઉપડાવ્યો હતો. આ સમાચાર સાંભળી ત્રંબકરાવના ક્રોધની પરિસિમા ન રહી, તેણે તે તરફ ભારે તોપો સાથે નવો મોરચો ગોઠવ્યો અને દુર્ગ ઉપર ગોળા છોડવા માંડયા. તેથી દુર્ગને કેટલુંક નુકસાન થયું એટલે વધારે નુકશાન થતું અટકાવવા માટે મહમદઅલી કુમેદાન ૩૦૦૦ પાયદળ અને ૧૦૦૦ કરનાટકી સવારો સાથે કિલ્લામાથી નિકળી પડયા અને મોરચા ઉપર હુમલો કરી મરાઠા સૈનિકોને ધરાશાયી બનાવ્યા અને તેમની સઘળી

તોપો છીનવી લીધી. આથી તો ત્રંબકરાવને ઘણો ક્રોધ ચઢયો. તેથી તેણે પિંઢારાઓને બાલાઘાટ ઉપર હુમલો કરવાનો હુકમ આપ્યો અને પોતે ઘેરો ઉઠાવી લઇને પહાડોમાં મુકામ કર્યો. બે ત્રણ દિવસ પછી હિંદુઓનો તહેવાર આવતાં ત્રંબકરાવની સેનામાં સ્નાનની તૈયારીઓ થવા લાગી. આ તકનો લાભ લઈ સુલતાન હૈદરઅલીએ દુર્ગમાંથી નિકળીને એક સુરક્ષિત જગ્યાએ મુકામ કર્યો અને પોતાના પુત્ર ટીપુ સુલતાનને બીજે સ્થળે મોકલ્યા. તદુપરાંત મહમદઅલી કુમેદાનને પિંઢારાઓની સેના સહિત હરોલમાં રાખ્યા અને ગાઝીખાન તેમજ દિલેરખાન કાબુલીને તેમની મદદે મોકલ્યા. એટલુંજ નહિ પણ તેમને પલટણો અને કેટલીક ભારે તોપો મદદમાં આપી. તેમણે સુરક્ષિત સ્થળે છાવણી નાખી. નિયત કરેલા દિવસે ત્રંબકરાવ પોતાની સેના સહિત નદી તરફ જવા લાગ્યો. જ્યારે તેઓ સરિતાની નિકટ પહોંચ્યા, ત્યારે ગાઝીખાંએ આગળ વધીને તેમના ઉપર હુમલો કર્યો. અને જ્યારે મરાઠાઓએ તેમનો મુકાબલો કર્યો ત્યારે તે યુક્તિ કરીને પાછા હઠયા. જેમ જેમ તે પાછા હઠતા ગયા તેમ તેમ મરાઠાઓ આગળ વધતા ગયા. એમ કરતાં કરતાં ગાઝીખાં મહમદઅલી કુમેદાનની છાવણી પાસે આવી પહોંચ્યા. એટલે તરતજ મહમદઅલી પોતાની છાવણીમાંથી સેનાસહિત નિકળી પડયા અને મરાઠાઓ ઉપર અગ્નિની વૃષ્ટિ વરસાવવા લાગ્યા. આથી મરઠાઓની સેનામાં ભંગાણ પડયું અને તેઓ ચારે તરફ નાસવા લાગ્યા. એટલે ટીપુસુલતાને તેમની પુંઠ પકડી મરાઠી સેનાનો ક્ચ્ચરઘાણ કાઢી નાખ્યો. એટલુંજ નહિ કિંતુ ૫૦૦૦ પાયદળ અને ૨૦૦૦ હયદળ સૈનિકોને કેદ કર્યા. આવી પરિસ્થિતિ જોઇને ત્રંબકરાવ ભીના વસ્ત્રોસહિત પલાયન થઇ ગયો અને મોતી તલાવ પાસે મુકામ કરી પોતાની ફોજના સિપાહીઓને એકઠા કરવા લાગ્યો. આ પ્રમાણે વિજય મેળવીને રણવાદ્ય વગડાવતાં સુલતાન હૈદરઅલીએ દુર્ગમાં પ્રવેશ કર્યો.

ઉપરોક્ત યુદ્ધમાં ત્રંબકરાવને જે પરાજય થયો હતો તેથી ત્રંબકરાવના ક્રોધનો પાર ન રહ્યો. તેને મનમાં તો ઘણુંએ લાગતું

હતું, પણ એકવાર સુલતાનને હાથે સુંડનો સ્વાદ ચાખેલો હોવાથી હવે પુનઃ તેવું સાહસ કરવાની તેની ઇચ્છા ન હતી. તેમજ ખુલ્લા મેદાનમાં આવી સુલતાનને ઝેર આપવાની શક્તિ પણ ન હતી. તેથી તેણે સુલતાનના તાબાના પાયાનઘાટ અને બાલાઘાટમાં લુટફાટ કરવા માંડી. જ્યાં જ્યાં તે જતો ત્યાં વિનાશનાજ ચિન્હો જોવામાં આવતા હતા, સેંકડો ગામડાઓના નાશ થયો. નિરાધાર પ્રજા પોતાનો સરસામાન મૂકીને નાશવા લાગી. કેટલાક લોકો સુલતાન પાસે ફરીઆદ લઈ આવ્યા એટલે સુલતાને પોતાના જયેષ્ટ પુત્ર ટીપુ સુલતાનને ૮૦૦૦ સવાર અને ૨૨ તોપો તેમજ મહમદઅલી કુમેદાનને ૪૦૦૦ સિપાહી ૨૦૦૦ પાયદળ સેના અને તોપો સાથે તે તરફ મોકલ્યા.

ટીપુ સુલતાને કાવેરી નદીના મેદાનમાં મુકામ કર્યો અને મહમદઅલીએ કિશનગીરીમાં છાવણી નાખી. તેમના જાસુસો ચારે તરફ ફરી રહ્યા હતા. કેટલાક જાસુસોએ એવા સમાચાર આપ્યા કે મરાઠાઓને આગલા યુદ્ધમાં જે ધન પ્રાપ્ત થયુ હતું તે અને પાયનઘાટ તેમજ બાલાઘાટમાંથી મેળવેલી સંપત્તિ લઇને ૫૦૦૦ મરાઠા સૈનિકો પુના તરફ જવાના છે. આ સમાચાર સાંભળીને મહમદઅલી કુમેદાન પોતાની સેનામાંથી અડધા સૈનિકો સાથે લઇને કંકડીને રાસ્તે કિરનપાટના પહાડોમાં જઇ ભરાયા. બીજા દિવસે મરાઠા સૈનિકો તે રસ્તેથી નિકળ્યા એટલે મહમદઅલીએ તેમના ઉપર પોતાના સઘળા બળથી હુમલો કર્યો. આ પ્રમાણે અચાનક હુમલો થવાથી મરાઠા સૈનિકો આભા બની ગયા અને માત્ર નાસવા સિવાય તેમને અન્ય કાંઈ પણ ઉપાય જડયો નહિ, મહમદઅલીએ તેમની પુઠ પકડીને ઘણાખરાને કાપી નાખ્યા અને કેટલાકને કેદ પકડયા. આ પ્રમાણે વિજય મેળવીને પુષ્કળ સરસામાન અને કેદીઓ સાથે કિશનગીરી મુકામે પોતાની છાવણીમાં આવ્યા અને ટીપુસુલતાનને તે સમાચાર કહેવરાવ્યા.

જ્યારે ત્રંબકરાવને આ સમાચાર મળ્યા ત્યારે તેના ક્રોધની

સીમા ન રહી. તેણે વિચાર કર્યો કે કિરનપાટ અરકાટના નવાબના તાબામાં છે, તેથી આ હુમલામાં અરકાટના નવાબનો પણ હાથ હોવો જોઇએ અને જો એમજ હોય તો હવે કિરનપાટમાં થોભવામાં સાર નથી. એવું ન થાય કે અરકાટનો નવાબ પણ સુલતાન સાથે મળીને હુમલો કરે. આવો વિચાર કરીને તે ત્યાંથી પલાયન કરી ગયો અને અવતાલગિરની સરહદમા મુકામ કર્યો.

ટીપુ સુલતાનને આ સમાચાર મળતાજ ૪ હજાર હયદળ સાથે તેમણે તેની પુઠ પકડી. આગળ વધીને જુએ છે તો મરાઠાઓ ધરમપુરી શહેર લુટી રહ્યા હતા. તેમજ તેમની પાસે લુટનો સામાન પણ મોજુદ હતો. આવું જોઇને જાણે પોતે પણ મરાઠા સૈનિક ન હોય તેમ મરાઠાઓ સાથે લુંટમાં જોડાઈ ગયા, જ્યારે મરાઠાઓ લુટફાટ કર્યા પશ્ચાત લુટેલો માલ હાથી તેમજ ઉટો ઉપર લાદીને આગળ વધ્યા કે તરતજ ટીપુ સુલતાને પોતાની સેના સહિત તેમના ઉપર હુમલો કર્યો. અને સેંકડો મરાઠાઓને ધરાશાયી કર્યા, મરાઠાઓ મુસ્લિમ સૈનિકોનો વેગ રોકી શક્યા નહિ. તેમની સેનામાં ભંગાણ પડયું અને તેઓ ભિન્ન ભિન્ન દિશામાં નાસવા લાગ્યા. આ પ્રમાણે વિજય મેળવ્યા પછી ટીપુ સુલતાને લુટનો માલ લઇ માકડી દુર્ગ તરફ પ્રયાણ કર્યું.

જ્યારે આ સમાચાર ત્ર્યંબકરાવને મળ્યા ત્યારે તેને ઘણો ખેદ થયો અને પોતાના ઉપર પણ તેવો હુમલો ન થાય એટલા માટે તે ત્યાંથી છાવણી ઉપાડી કાવેરીના પ્રદેશમાં જઈ રહ્યો.

આ સ્થળ પણ તેને માટે સુરક્ષિત ન હતું. બીજા શબ્દોમાં કહેતાં તે મૃત્યુના પંજામાં સપડાવા માટેજ ગયો હતો. મહમદઅલી કુમેદાન ત્યાં પોતાની સેના સહિત છાવણી નાખીને પડયા હતા એ વાતની તેને ખબર ન હતી. શત્રુને પોતાના પંજામાં સપડાએલો જોઇને મહમદઅલીએ અચાનક તેના ઉપર હુમલો કર્યો. આથી ત્ર્યંબકરાવ ગભરાઈ ગયો. અને શું કરવું તેની તેને સમજ પડી નહિ

તેથી મુકાબલો કર્યા વિના તેણે નાસવા માંડયુ અને નાસતાં નાસતાં હજારો મરાઠાઓ કામ આવ્યા. આ યુદ્ધમાં મહમ્મદઅલીને પુષ્કળ ધન મળ્યું. એટલુંજ નહિ કિંતુ આગલા યુદ્ધમાં જે મુસ્લિમ સૈનિકો પકડાયા હતા તેમને પણ છોડાવી લીધા અને ત્રબકરાવની છાવણી બાળી મૂકી. મહમ્મદઅલી કુમેદાનને લુટમાં ૫૦૦ ઘોડા, ૬ હાથી અને માલથી લાદેલા ૧૧ ઉંટો મળ્યા. આ સઘળો અસબાબ લઇને પોતાની છાવણી તરફ રવાના થયા.

આ પરાજયથી તો ત્રંબકરાવ છેકજ નિરાશ થઇ ગયો, પરંતુ પોતાની કીર્તિ અને શુરાતનને લાંછન ન લાગે એટલા માટે તે પોતાની સેનાને એકત્ર કરી મહમ્મદઅલી કુમેદાનને શિક્ષા કરવા માટે રવાના થયો. તેની પાસે પુષ્કળ સેના હોવાથી મેદાનમાં આવીને યુદ્ધ કરવાનું કામ જોખમભરેલું હોવાથી મહમ્મદઅલીએ એક નાના દુર્ગમાં મુકામ કર્યો, તેથી ત્રંબકરાવે પ્રસ્તુત દુર્ગને ઘેરો ઘાલ્યો અને પોતાના માણસોને કહી દીધુ કે મહમ્મદઅલી ઘણો ચાલાક માણસ છે તેનાથી સાવચેત રહી, તેના દાવમાં આવશો નહિ અને અષ્ટૌપ્રહર તેના ઉપર ચોકસી રાખજો સરદારની આજ્ઞાનુસાર મરાઠા સૈનિકો મહમ્મદઅલીની પ્રત્યેક હિલચાલ ઉપર પુરતી દેખરેખ રાખવા લાગ્યા, પણ મહમ્મદઅલી કાંઇ તેમનાથી ગાંજ્યા જાય તેવા ન હતા. તેમણે યુક્તિ કરીને રાતની વેળાએ કિલ્લા અને બુરજાઓ ઉપર સફેદ ચાદરો પાથરી અને ઘાસના ઢગલા કરીને સળગાવી મૂક્યા. તેથી જોતજોતામાં મહેલ સળગી ઉઠયો, મરાઠાઓ સમજ્યા કે કિલ્લામાં સૈનિકો રાંધી રહ્યા છે, તેમના ઉપર હુમલો કરવાની આ સારી તક છે, સવાર થતાં જ તેમના ઉપર હુમલો કરીને તેમનો નાશ કરીશું. પણ તેમના વિચારો અમલમાં આવે તે પહેલાં તો મહમ્મદઅલી કુમેદાને દુર્ગના પૃષ્ઠ ભાગથી બહાર નિકળીને તરતજ મરાઠાઓ ઉપર હુમલો કર્યો. આ પ્રમાણે અચાનક હુમલો થવાથી મરાઠાઓ ગભરાઈ ગયા, પણ તરતજ સાવધાન થઇને લડવા

લાગ્યા. ઉભય પક્ષો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું મહમ્મદઅલી કુમેદાને આ યુદ્ધમાં પોતાની વીરતાનો શત્રુઓને પુરેપુરો પરિચય કરાવ્યો, તેમણે શત્રુઓના તોપખાના ઉપર હુમલો કરીને તે કબજે કર્યું અને તેમની તોપો તેમના ઉપર જ સર કરવા માંડી, આથી હજારો મરાઠા સૈનિકો કામ આવ્યા અને ત્રંબકરાવે દુમ દબાવીને નાસવા માંડયું આ લડાઇમાં મહમ્મદઅલીને પુષ્કળ ધન મળ્યું, જે લઇને તેમણે મહીસુરના પાટનગર તરફ પ્રયાણ કર્યું. તેમની આવી અપુર્વ વીરતા જોઇને સુલતાન હૈદરઅલી ઘણા પ્રસન્ન થયા અને તેમણે તેમને કિંમતી પારિતોષક આપ્યું.

આ પ્રમાણે પ્રત્યેક યુદ્ધમાં પરાજય થવાથી ત્રંબકરાવને ઘણો ખેદ થયો. તેનો ક્રોધ તો માતો ન હતો, પણ શું કરે ? કાંઇ પણ ચાલતું ન હતું. હવે શું કરવું ? અને સુલતાન ઉપર કેવી રીતે વૈર લેવું, તેમજ વારંવાર મળેલા પરાજયનો બદલો કેવી રીતે વાળવો ? તેનો વિચાર કરવા લાગ્યો. આ પ્રમાણે પરાજિત થઇને લાખો માણસોનો ભોગ આપી અને કરોડો રૂ. નું નુકસાન ઉઠાવ્યા પછી પુને જવું તે તેને લાંછનયુક્ત લાગતું હતું. તેથી તે કોઈ પણ પ્રકારે વૈર લેવાને ઉધુક્ત થયો, પણ હવે શ્રીરંગપટ્ટન ઉપર હુમલો કરીને તે હસ્તગત કરવાનું અશકય હતું, તેથી બીજી રીતે વૈર લેવા માટે તેણે એદનુર તરફ પ્રયાણ કર્યું. સુલતાન હૈદરઅલીને આ ચઢાઈના સમાચાર મળતાંજ ત્રંબકરાવનું દમન કરવા માટે તેમણે તેના ખાસ પ્રતિસ્પર્ધી મહમ્મદઅલી કુમેદાનને એક ભારે સેના સહિત મોકલ્યા.

આ વખતે મહમ્મદઅલી પાસે ૬ હજાર બંદુકચી અને ૧૨ હજાર સવાર અને ૨૦ તોપો હતી. આ પ્રમાણે અજીત સેના સહિત જયારે તેઓ કોડક નિકટ પહોંચ્યા, ત્યારે ત્યાંના રાજા કે જે મરાઠાઓનો મિત્ર હતો તેણે મુકાબલો કરવાનો પ્રયત્ન કર્યો. પણ મહમ્મદ અલીએ તેને સમજાવીને શાંત કર્યો અને ત્યાંથી આગળ વધ્યા, પણ જંગલમાં તોપખાનું લઈ જવાનું અશકય હતું, આથી તેમણે અસદખાં

કુમેદાન અને જહાંખાન રિસાલદાર સાથે તોપખાનુ પાછું ફેરવ્યું અને પોતે આગળ વધીને એક પર્વત પાસે છાવણી નાખી. જ્યારે ત્રંબકરાવે સાંભળ્યુ કે તોપખાનું શ્રીરંગપટ્ટન તરફ જઈ રહ્યું છે, ત્યારે તે હસ્તગત કરવા માટે તેણે એક ટુકડી મોકલી. જ્યારે આ વાત મહમ્મદઅલીના જાણવામાં આવી ત્યારે તેમણે ૨૦૦ બંદુકચીઓને ખાલી બાર કરવાનો હુકમ આપ્યો અને ૪૦૦૦ સૈનિકોને એક સ્થળે છુપાવી રાખી પોતે જંગલ તરફ ચાલ્યા ગયા. બંદુકોનો અવાજ સાંભળી તોપખાના ઉપર હુમલો કરવા જતા સૈનિકો જે દિશામાંથી બંદુકોનો અવાજ આવતો હતો તે દિશામાં પાછા ફર્યા. એટલુંજ નહિ કિંતુ ત્રંબકરાવે પણ તે દિશામાં કુચ કરી. હવે તેઓ બરાબર સપડાયા હતા, એક તરફ ૨૦૦ સૈનિકો અને બીજી તરફ અર્થાત પાછળ ૪૦૦૦ સૈનિકો હતો. જેવો મરાઠાઓએ ૨૦૦ બંદુકચીઓ ઉપર હુમલો કર્યો કે તરતજ પાછળના ૪૦૦૦ સૈનિકો મરાઠાઓ ઉપર ટુટી પડયા અને તેમનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. અધુરામાં પુરૂં મહમ્મદઅલીએ પણ પોતાની સેનાસહિત તેમના ઉપર હુમલો કર્યો એટલે તો પૂછવુંજ શું ? મરાઠાઓના ભોગ જ લાગી ગયા. હજારો મરાઠાઓ પ્રસ્તુત યુદ્ધમાં ધરાશાયી થયા. તેથી ત્રંબકરાવે તોપખાનું આગળ લાવીને તોપો સર કરવાનો હુકમ આપ્યો. એટલે મહમ્મદઅલીએ મરેલા મરાઠાઓના શબ આગળ ધરીને તેમની આડમાથી ફેર કરવા માંડયા. આથી તેમને બે લાભ મળ્યા. (૧) તેમને બચવાનું સાધન મળ્યું. ( ૨ ) પોતાના મરેલા સૈનિકો જોઇને મરાઠા સૈનિકોને ખેદ થયો. સાંજ સુધીમાં ધમસાણ યુદ્ધ થયું, પણ તેમાં નિષ્ફળ થવાથી ત્રંબકરાવ રણભૂમીથી પુઠ ફેરવી પોતાની છાવણી પ્રત્યે પલાયન થઈ ગયો અને મહમ્મદઅલીએ શ્રીરંગપટ્ટન તરફ કુચ કરી. પ્રયાણ કરતી વેળાએ તેમણે ઘાયલ થયેલા સૈનિકોને કહ્યું કે હું સતારા તરફ જાઉં છું અને ત્યાં પહોંચીને તમારે માટે શિબિકાઓ મોકલીશ. બીજા દિવસે સવારે ત્રંબકરાવ બીજી સેના સહિત રણભૂમિમાં આવ્યો અને મહમ્મદઅલીને

ત્યાં ન જોઇને ઘાયલ થયેલા સૈનિકોને તેમના સંબંધમાં પૂછયું. એટલે તેમણે જવાબ આપ્યો કે તે અમારે માટે પાલખીઓ લેવાને સતારા તરફ ગયા છે, આ સાંભળીને ત્રંબકરાવે પોતાની સેનાનો અમુક ભાગ સતારા તરફ રવાના કર્યો, પણ ત્યાં મહમ્મદઅલી હતા જ કયાં ? તેથી નિરાશ થઇને મરાઠા સૈનિકોને પાછા ફરવું પડયું.

તેજ દિવસે એક બીજો બનાવ બન્યો. ૧૦૦૦ પાયદળ અને ૬૦૦૦ હયદળ સૈનિકોની એક ટુકડી ૩૮ હાથી અને ખજાનાથી લાદેલો કેટલાક ઉંટ તેમજ પુષ્કળ લડાયક સામાન લઈ ત્રંબકરાવને સહાયતા આપવા માટે માકડીદુર્ગ તરફથી કુચ કરી રહ્યા હતા. તે વખતે ટીપુ સુલતાન પોતાની સેનાસહિત માકડીદુર્ગમાં છાવણી નાખીને પડયા હતા. જયારે આ વાત તેમના જાણવામાં આવી ત્યારે એક પળનો પણ વિલંબ કર્યા વિના તેમણે મરાઠાઓ ઉપર આક્રમણ કર્યું અને જોત જોતામાં તેમના હજારો સૈનિકો કાપી નાખ્યા અને જેઓ બચી ગયા તેઓ પોતાનો પ્રાણ બચાવવા માટે જે દિશામાં માર્ગ જડયો તે દિશામાં નાસવા લાગ્યા. આ યુદ્ધમાં ટીપુ સુલતાનને પુષ્કળ ધન અને લડાયક સામાન મળ્યો. જે તેમણે શ્રીરંગપટ્ટન પહોંચાડી દીધો અને પોતે બેદનુર મુકામે ચાલ્યા ગયા.

આ સમાચાર સાંભળતાંજ ત્રંબકરાવના હોશ ઉડી ગયા અને હવે શું કરવું તેની ચિંતામાં પડયો. એટલામાં પુનાથી એવા સમા-

---

નોટ—૧ બોરિંગ સાહેબ પણ મરાઠાઓના ઉપરોક્ત પરાજયનો સ્વીકાર કરે છે. છતાં એક જગ્યાએ લખે છે કે મરાઠાઓએ સુલતાનના મુલ્કનો કેટલોક ભાગ પોતાના કબજામાં લીધેલો હોવાથી ૧૫ લાખ રૂ. આપવાની શરતે ઇ. સ. ૧૭૭૧ માં સુલતાન હૈદરઅલીએ સંધિની માગણી કરી, પણ તેમના કથનને બીજા કોઇ પણ પુસ્તકથી સમર્થન મળતું નથી. તેમજ તે પોતે પણ તે વિષે કાંઇ વિગત આપતા નથી.

લેખક.

ચાર મળ્યા કે " તમારા ભાણેજ નારાયણરાવને તેના કાકા રાઘો-બારાવ ઉર્ફે રઘુનાએ મારી નાખ્યો છે અને તેની જગ્યાએ પોતે પેશ્વા બની બેઠો છે." આ સમાચાર સાંભળતાંજ ત્રંબકરાવ ઠંડોગાર થઇ ગયો અને તેણે સુલતાન હૈદરઅલી પાસે સંધિની યાચના કરી, જેનો સ્વીકાર કરવામાં આવ્યો. આ પ્રમાણે સધિનો સ્વીકાર થવાથી ત્રંબકરાવ પોતાની અવશેષ રહેલી સેના સહિત પુના તરફ કુચ કરી ગયો.

## અંગ્રેજો સાથે યુદ્ધ.
## અને
## નિઝામ સરકારનું તેમની અંગ્રેજોની કુમકે આવવું.

જે સમયે સુલતાન હૈદરઅલીને ત્રંબકરાવ સાથે સંધિ થઇ તે સમયે અંગ્રેજ સરકાર હૈદરાબાદના રાજ્યકર્તા નિઝામઅલીખાં સાથે યુદ્ધ કરી રહ્યા હતા. જેમાં નિઝામઅલીને પરાજયનો ઘણો ભય હતો. તે વખતે અંગ્રેજોની યુક્તિ એવી હતી કે એક બે હુમલા કર્યા પશ્ચાત તેઓ સંધિ કરી લેતા હતા. નિઝામઅલી પાસેથી રાજ્યનો કેટલોક ભાગ અને ૩૦ લાખ રૂ. લઇને તેમણે સધિ કરી આ રીતે અંગ્રેજો નિઝામ સરકારના મિત્ર બની ગયા. પછી નિઝામ અલીની શિખામણથી જનરલ સ્મિથે બાલાઘાટ ઉપર ચઢાઈ કરી. આ વખતે કરનાટકનો નવાબ મહમ્મદઅલી પણ તેની કુમકે આવ્યો હતો.

સુલતાન હૈદરઅલીએ પણ લડાઇની તૈયારીઓ કરવા માંડી અને પોતાની સેનાના જુદા જુદા ભાગ પાડી, દરેક ભાગનો જુદો જુદો સેનાધ્યક્ષ નિયત કર્યો. એક ભાગની સરદારી ટીપુ સુલતાનને. બીજાની હયબતજંગ બખશીને ૩ જાની અને ૪ થાની મીરઅલી-રઝાખાન અને મહમ્મદઅલીને આપવામાં આવી. પછી એક મોટી સેના પોતાની સાથે રાખીને અંગ્રેજોનો મુકાબલો કરવા માટે તેમણે કુચ કરી. યુદ્ધ દરમ્યાન તે કોઈ વાર દિવસે અને કોઈ વાર રાત્રે

શત્રુદળ ઉપર હુમલો કરતા હતા. એકવાર એવું બન્યું કે અંગ્રેજ સેનાનો કેટલોક લડાયક અસબાબ આવી રહ્યો હતો આ વાત સુલતાન હૈદરઅલીના જાણવામાં આવતાં તેમણે તરતજ તે ટુકડી ઉપર હુમલો કરીને સઘળો સામાન હસ્તગત કર્યો આથી જનરલ સ્મિથે ત્યાંથી છાવણી ઉઠાવી લઈ બીજે સુરક્ષિત સ્થળે મુકામ કર્યો, અને તેજ અરસામાં સુલતાન હૈદરઅલીને એવા સમાચાર મળ્યા કે મુંબાઇથી મદદ માટે આવતી અંગ્રેજ સેનાએ કોડિયાલ બંદર ઉપર કબજો કર્યો છે, અને કિલ્લાનગર તરફ પ્રયાણ કરી રહી છે. આ સમાચાર મળતાંજ સુલતાન હૈદરઅલીએ ૨ હજાર સવાર ૪ હજાર પાયદળ અને ૧ હજાર કરનાટકી પાયદળ સૈનિકો સહિત નગર તરફ પ્રયાણ કર્યું. અને બખશી હયાતજંગને ૪ હજાર સવારો સાથે કોઇમ્બતુર અને કાલીકટના બચાવ માટે મોકલ્યો. કોડિયાલ બંદરે પહોચી ટીપુ સુલતાને જોયું તો અંગ્રેજ સેનામાં અસખ્ય સૈનિકો હતા, તેથી તેમણે પોતાના પિતાને લખ્યું કે આ સ્થળે અંગ્રેજો પાસે અગણિત સૈનિકો હોવાથી હું મારી આ નાનકડી સેનાથી તેમને સેહ આપી શકું તેમ નથી. માટે બીજી મદદ મોકલો. આ સમાચાર સાંભળીને સુલતાન હૈદરઅલી ૪૦૦૦ સવાર ૨૦૦૦ પાયદળ અને ૧૪ તોપો સાથે પોતાના પુત્રને સહાયતા આપવા માટે રવાના થયા અને બાકીની સેનાનુ આધિપત્ય મીર અલીરઝાખાનને અને મહમ્મદઅલીખાનને સોંપતાં ગયાઅને બે અઠવાડીઆમાં ૮૦૦૦ સિપાહીઓ બીજો ઉભા કર્યા. આપ્રમાણે એક મોટી સેના સહિત કોડિયાલ બન્દરે પહોંચી અંગ્રેજો સામે છાવણી નાખી અને અંગ્રેજો ઉપર હુમલો કરવાની પોતાના પુત્ર ટીપુ સુલતાનને આજ્ઞા આપી.

અંગ્રેજોએ દુર્ગમાંથી દુરબીન દ્વારા જોયું તો સુલતાન હૈદર અલી તેમની સામે એક પ્રૌઢ સેના સાથે છાવણી નાખીને પડયા છે, તેથી તેમણે વિચાર કર્યો કે જ્યારે સુલતાન અમારી સામે મોરચો બાંધીને પડયા છે અને પોતાના પુત્રને હુમલો કરવાનો હુકમ આપ્યો છે, તો તેમની પાસે પુષ્કળ સેના હોવી જોઇએ, આવો વિચાર

કરીને તેમણે બહારના સરદારોને પણ દુર્ગમાં બોલાવી લઇ કિલ્લાના દ્વાર બંધ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા એટલામાં ટીપુ સુલતાનને તે વાતની ખબર પડતાં તે પણ પોતાની સેના સહિત દુર્ગમાં ઘુસી ગયા અને અંગ્રેજ સેના ઉપર સખ્ત આક્રમણ કર્યું. પોતાના પુત્રની વીરતા જોઇ સુલતાન હૈદરઅલી પણ પોતાના પુત્રની પાછળ દુર્ગમાં પેઠા અને અંગ્રેજો ઉપર સખ્ત હુમલો કરી તેમનો દારૂગોળો સળગાવી મૂક્યો. પોતાની સેનાની આવી દશા જોઇને અંગ્રેજ સરદાર પોતાના સૈનિકોને લઇને કિલ્લામાંથી બહાર નિકળ્યો અને નૌકામાં બેસીને પલાયન થઇ ગયો. **આવી રીતે સુલતાન હૈદર અલીએ અંગ્રેજો ઉપર વિજય પ્રાપ્ત કરી કિલ્લો હસ્તગત કર્યો.** આ પ્રમાણે અંગ્રેજો ઉપર દિગ્વિજય પ્રાપ્ત કરી પિતા પુત્ર બેંગલોર મુકામે આવ્યા. થોડા વખત પછી અંગ્રેજોને લાગ મળતાં તેમણે વાનમબાડી, તરપાતોડ, ગગનગઢ, ચકદેવ ધરમપુરી, મુરડાકર, કોલાર, હકોટા આદિ કિલ્લાઓ હસ્તગત કર્યા અને નવાબ મહમ્મદ અલીખાના દિવાન અબ્દુલરશીદખાંને બારામહાલની વ્યવસ્થાનું કામ સોપીને તેના ઉપર દેખરેખ રાખવાનુ કામ સ્વંય મહમમ્મદ અલી કરવા લાગ્યા એટલુંજ નહિ, પણ તેમણે મુરારિરાવને પોતાની

---

નોટ—કોલારમા બેસીને મહમ્મદઅલીખાએ હૈદરઅલીખાના જિલ્લાઓની વ્યવસ્થા કરવાનુ કામ મુરારિરાવ જેવા વિધર્મીને સોંપ્યુ એ તેમને માટે યોગ્ય ન હતુ, તેની ધારણા એવી હતી કે પોતાના રાજ્યની વ્યવસ્થા એક વિધર્મીને હાથે થતી જોઇ હૈદરઅલી નિરાશ થઇને સંધિ કરશે. પણ સુલતાન હૈદરઅલી એવા કાયર ન હતા કે આવી વાતોથી ભયભીત થાય પણ તેમને એટલો તો ખ્યાલ જરૂર આવ્યો કે મહમ્મદઅલી મારો મિત્ર હોવા છતાં અને મને મદદ આપવાનુ વચન આપ્યા છતાં દગો કરીને અંગ્રેજોના પક્ષમાં ભળી ગયો અને મુરારિરાવ જેવા વિધર્મીને પોતાના પક્ષમાં લીધો. લેખક.

મદદે બોલાવ્યો; આ સમાચાર સાંભળીને સુલતાન હૈદરઅલીએ બેંગલોરથી કુચ કરી મીર અલીરઝાખાનને પોતાની મદદમાં લીધા. આ વખતે જનરલ સ્મિથ નરસીપુરમા છાવણી નાખીને પડયો હતો, મુરારિરાવની છાવણી તેનાથી થોડે દુર હતી. સુલતાન હૈદરઅલીએ અચાનક મુરારિરાવ અને મહમ્મદઅલીની સેના ઉપર હુમલો કરી તેમને ગભરાવી નાખ્યા અને જોત જોતામાં હજારો માણસોને કાપી નાખ્યા. મુરારિરાવ પોતે પણ સખ્ત રીતે ઘાયલ થયો. એટલુજ નહિ પણ હજારો અંગ્રેજ સૈનિકો પણ કામ આવ્યા.

આ પ્રમાણે શત્રુઓને સેહ આપી પુષ્કળ સરસામાન સાથે સુલતાન હૈદરઅલી પોતાની છાવણીમાં પાછા ફર્યા. મુરારિરાવે સુલતાનને હાથે સુદંનો સ્વાદ ચાખેલો હોવાથી તે હવે અંગ્રેજોના પક્ષમાં રહીને ફરીથી હેરાન થવાનુ ઇચ્છતો ન હતો, તેથી તે ચિકિત્સાને બ્હાને પોતાને ઘેર ચાલ્યો ગયો. તત્પશ્ચાત સુલતાન હૈદરઅલી વિશ્રાન્તી લેવાના હેતુથી સાનગઢમાં જઈ રહ્યા અને પોતાના પ્રતિ-નિધિને પણ બારામહાલથી પોતાની પાસે બોલાવી લીધા. અહિઆ તેમને એવા સમાચાર મળ્યા કે અંગ્રેજોએ ડિંડિંગલ, કોઇમ્બતુર, બાલાઘાટ અને ધારાપુર આદિ કિલ્લાઓ હસ્તગત કર્યા છે અને પાટનગર ઉપર આક્રમણ કરવા માટે નવી સેના મગાવી છે. આ સમાચાર મળતાંજ સુલતાન હૈદરઅલીએ પોતાની સમસ્ત સેના ટીપુ સુલતાનને સોંપી, પોતે ૧૦ હજાર સૈનિકો અને ૧૫ તોપો સાથે ધરમપુરી ઉપર હુમલો કર્યો અને કિલા ઉપર તોપો છોડવા માંડી. તેથી કિલ્લાની દીવાલો તુટી ગઇ. બે કલાક સુધી કિલ્લામાંના સૈનિકોએ મુકાબલો કર્યો પણ જ્યારે દિવાલ તુટી ત્યારે તેઓ હિંમત હારીને નાસવા લાગ્યા અને કિલ્લો સુલતાનના હાથમાં આવ્યો. તત્પશ્ચાત તેમણે અંગ્રેજ સૈનિકો પાસેથી સામાનથી ભરેલા ૪૦૦૦ બળદ છીનવી લીધા અને સાથેના રક્ષકોને સ્વધામ પહોંચાડી દીધા. ત્યાંથી આગળ વધતાં હરદોર મુકામે એક અંગ્રેજી સૈના સાથે ભેટો થયો,

સુલતાને તેના ઉપર હુમલો કરીને તેનો નાશ કર્યો. આ લડાઈમાં ૧૦–૧૦ વરસના બે અંગ્રેજ બાળકો કેદ પકડાયા, જેમને સુલતાને ઘણા માન સાથે રાખ્યા અને થોડા દિવસ પછી તેમને મુક્ત કર્યા. જતી વેળાએ તેમને થોડી સુવર્ણ મોહરો આપીને કહ્યું કે: "તમે અંગ્રેજ સેનાપતિને જઈને કહેજો કે અંગ્રેજ સેનાનો વિનાશ થયો છે અને હજારો સૈનિકો ધરાશાયી થયા છે, માટે જો તમે તમારા પ્રાણ બચાવવા માગતા હો સુલતાન સાથે સંધિ કરો, નહિતો આવતી કાલે તમારી બરાબર ખબર લેવામાં આવશે અને જો તમે સુલતાન પાસે જશો તો તમારો વાળ પણ વાંકો થવાનો નથી." જ્યારે અંગ્રેજ સરદારને આ સંદેશો મળ્યો ત્યારે તે પોતે સુલતાનની સેવામાં હાજર થયો. સુલતાને તેનો યોગ્ય સત્કાર કર્યો અને તેને રહેવા માટે એક જુદો તંબુ આપ્યો, બીજા દિવસે, તહનામાની વાતો શરૂ થઈ. સુલતાને કડવડનો કિલ્લો પોતાને સ્વાધીન કરવાનુ કહ્યુ, પણ પહેલાંતો અંગ્રેજ સરદારે તેનો અસ્વિકાર કર્યો, અને અનેક બહાના દેખાડવા લાગ્યો. પણ જ્યારે તેણે જોયું કે સુલતાનની માગણીનો સ્વીકાર કર્યા વિના છુટકો નથી. તેથી તેણે ના છુટકે સુલતાનની માગણીનો સ્વીકાર કર્યો અને **કિલ્લેદાર ઉપર એક પત્ર લખી; કિલ્લો સુલતાનને સ્વાધીન કરવાની આજ્ઞા આપી.** કિલ્લેદારને પત્ર મળતાંજ તેણે કિલ્લો સુલતાનને હવાલે કરી દીધો અને તેમાં જે કેદીઓ પકડાયા તેમને જુદા જુદા કિલ્લાઓમાં મોકલી દીધા, આ પ્રમાણે કિલ્લો સ્વાધીન લઈને સુલતાન હયદરઅલીએ પોતાના પુત્ર સાથે જઈ મળ્યા અને બે ત્રણ દિવસ પછી સઘળી તઈયારીઓ કરીને જનરલ સ્મિથ સામે કુચ કરી.

આ વખતે જનરલ સ્મિથ કોલાર મુકામે છાવણી નાખીને પડ્યો હતો. જ્યારે તેને આ સમાચાર મળ્યા ત્યારે વૈર લેવાની ધુનમાં તેણે હિસ્કોટાની છાવણીમાં બે પલટણો અને ૪૦૦ ગોરા સૈનિકોને સામાન લેવા માટે મોકલ્યા. સુલતાન હૈદરઅલીને આ સમા-

ચાર મળતાંજ તેમણે મહમ્મદઅલી કુમેદાનને હિસોડનો કિલ્લો સર કરવાને મોકલ્યા અને સામાન લેવા માટે જતી સેના ઉપર પોતે હુમલો કરીને તેમનો સઘળો સરસામાન છિનવી લીધો. બીજી તરફ મહમ્મદઅલીએ હિસોડનો કિલ્લો સર કર્યો અને ઘણા કેદીઓ પકડીને સુલતાનની સેવામાં હાજર કર્યા. તત્પશ્ચાત મહમ્મદઅલીએ એક બીજા કિલ્લા ઉપર હુમલો કર્યો અને અંગ્રેજ સૈનિકોને કિલ્લો ખાલી કરવાની ફરજ પાડી. હવે આપણે હિસ્કોટાના કિલ્લા તરફ દૃષ્ટિ કરીએ આ કિલ્લા ઉપર હુમલો કરવાનું કામ સુલતાને પોતાને હસ્તક રાખ્યું હતુ. મેજર ટુને સખ્ત મુકાબલો કર્યો અને બુરજો ઉપર તોપો ગોઠવી સુલતાનની સેના ઉપર ગોળાઓ ફેંકવા માંડયા, છતાં પણ સુલતાન અને તેમના શુરા સૈનિકો ડગ્યા નહિ, જ્યારે અંગ્રેજ સેના ઘેરાઇ ગયાના સમાચાર જનરલ સ્મિથને મળ્યા. ત્યારે તે ઘેરાએલા સૈનિકોને મદદ કરવા માટે પોતે ઝડપી કુચ કરીને હિસ્કોટા તરફ આવ્યો સુલતાન હૈદરઅલીને આ સમાચાર મળતાંજ તેમણે તેને માર્ગમાંજ રોકી રાખવા માટે ટીપુસુલતાન અને મીર અલી રઝાખાનને મોકલ્યા અને પોતે કિલ્લો જલ્દીથી સર કરવાના કામમાં પ્રવૃત્ત થયા. બીજા દિવસે મહમ્મદઅલીએ લાગ જોઈને દુર્ગના પૃષ્ઠ ભાગમાં નિસરણી મુકી પોતાની સેનાને દુર્ગમાં ઉતારી અને શત્રુઓ પાસેથી સઘળી તોપો છિનવી લીધી, એટલુંજ નહિ પણ કિલ્લા ઉપરથી અંગ્રેજી વાવટો દુર કરીને સુલતાનનો વાવટો ચઢાવી દીધો, આથી કિલ્લેદારને લાચાર થઇને સંધિ કરવી પડી. આ પ્રમાણે કિલ્લો સર કરીને સુલતાન જનરલ સ્મિથના મુકાબલા માટે આગળ વધ્યા અને અમુક ભાગ પોતાની સાથે રાખીને બાકીના ભાગને અમુક ઠેકાણે છુપાવી રાખ્યો જેથી અંગ્રેજી સેના તે તરફથી નિકળતાં તેમના ઉપર હુમલો કરી શકાય. એક તો અંગ્રેજી સેના થાકેલી હતી અને ઉપરથી આ નવિન યુદ્ધ કરવું પડયું. આ પ્રસંગે જનરલ સ્મિથે ઘણી વીરતા બતાવી અને સારી યુકિતથી કામ લીધું. પોતાના લશ્કરના અમુક ભાગને છુપાવી

લશ્કરના હરોળ ભાગને જમીન ઉપર સુવાડી ફેર કરવા માંડયા, પરિણામ એ આવ્યું કે હરોલને જોઇએ તેટલું નુકસાન થયું નહિ. ગોળીઓ સુનેલા સૈનિકો ઉપરથી પસાર થઇ જતી અને ગોળીઓ છુટી ગયા પછી તેઓ ઉભા થઇને ગોળી બાર કરતા હતા આ પ્રમાણે લડતાં લડતાં સાંજ પડી એટલે બન્ને સેનાઓ પોતપોતાના શિબિરમાં પાછી ફરી. અત્યાર સુધી જનરલ સ્મિથને હિસ્કોટાનો કિલ્લો સર થયાની ખબર ન હતી. રાત્રે સુલતાને પ્રસ્તુત દુર્ગમાંથી પકડાયલા કેદીઓને મુક્ત કરી જનરલ સ્મિથની છાવણીમાં મોકલી દીધા. છાવણીમાં પહોંચતાંજ તેમણે સઘળી બીના અથથી ઇતિ પર્યન કહી સંભળાવી. એટલે હવે યુદ્ધ કરીને માણસોના પ્રાણ ખોવાનું નિરર્થક સમજીને જનરલ સ્મિથ કોલાર મુકામે પાછા ફર્યા. એટલે સુલતાને પણ ત્યાંથી મુકામ ઉઠાવી નરસીપુરમાં છાવણી કરી. એ ત્રણ દિવસ પછી તેમને એવા સમાચાર મળ્યા કે જનરલ સ્મિથની છાવણીમાં કેટલોક લડાયક અસબાબ જઇ રહ્યો છે. આ સમાચાર મળતાજ તેમણે એક ટુકડી મોકલી પ્રસ્તુત સેના ઉપર ઉપર હુમલો કરીને સઘળો સરસામાન ખુંચવી લીધો. આ પ્રમાણે વારંવાર હુમલા થવાથી છેવટે કંટાળીને જનરલ સ્મિથે યુદ્ધ બંધ કરવાનો નિશ્ચય કર્યો. જેથી વિશ્રાન્તી લેવાનો અને નવિન તૈયારીઓ કરવાનો અવસર મળી શકે, આ તરફ જનરલ સ્મિથ આવો વિચાર કરી રહ્યો હતો અને બીજી તરફ સુલતાન હૈદરઅલી પાયાનઘાટ તરફ ચઢાઇ લઇ જવાનો વિચાર કરી રહ્યા હતા અને થોડા વખતમાજ તેમણે મજકુર ઠરાવ અમલમાં મૂકયો પણ ખરો. અર્થાત પાયાનઘાટ ઉપર ચઢાઇ કરીને ટુંક સમયમાંજ તેમણે, કૃષ્ણગિરી, તિરપાતુર, વાનમબાડી, અંબુરગઢ. સાતગઢ, ઉત્રી, અલવાર અને ઘુનીગઢ આદિ સ્થળો જીતી લીધાં અને ત્યાંથી આગળ વધીને તિરનામલી હસ્તગત કર્યું. તત્પશ્ચાત તેમણે ટીપુ સુલતાનને મદ્રાસ તરફ મીર અલી રઝાખાનને તાંજોર તરફ, ગાઝીખાનને ચિત્તુર અને મીરઝા નામક સરદારને નેલોર તરફ રવાના કર્યા. આ સરદારો એ પોતાને માટે

નિયત કરેલા સ્થળોએ પહોંચીને લુટફાટ કરવા માડી. આવી વસ્તુ સ્થિતિ જોઇને મહમ્મદઅલીખાંએ જનરલ સ્મિથને લખ્યું કે સુલતાન હૈદરઅલીની સેના પાયાનઘાટને ઉજ્જડ કરી રહી છે; માટે તેમની સાથે તહ કરવાની જરુર છે. આના પ્રત્યુત્તરમાં જનરલ સ્મિથે લખ્યું કે તમારા કારણુથીજ મે આ યુદ્ધનો આરંભ કર્યો છે, નહિ તો મારે સુલતાન સાથે કાંઇ પણ વૈર ન હતુ, તેમ તેમણે મારૂં કાંઇ પણ બગાડયું ન હતું. જનરલ સ્મિથનો આવો પ્રત્યુત્તર સાંભળીને તેમના ઉપર આધાર નહિ રાખતાં મહમ્મદઅલીએ પોતે સુલતાન હૈદરઅલીને એક પત્ર લખીને જણાવ્યું કે "જહાંપનાહ ! આપના હુમલાઓથી ખલ્કે ખુદા પાયમાલ થઇ રહી છે અને અનેક ઘરો ઉજ્જડ થઇ ગયાં છે, માટે હવે લોકો ઉપર દયા કરીને આપની તલવાર મ્યાનમાં રાખો. હું આપને લડાઇના દંડ પેટે ૧૪ લાખ રૂ. અને બીજા કેટલાક પુરસ્કાર મોકલુ છું." આ પ્રમાણે પત્ર લખીને તેણે નજીબખાન અને દાનિશમંદખાં નામક પોતાના માણસો મારફતે ઉક્ત પત્ર અને કિંમતી પુરષ્કાર સુલતાન હૈદરઅલીને મોકલાવ્યા. સુલતાન હૈદરઅલી પાસે મહમ્મદઅલીના પ્રતિનિધિ પહોંચતાંજ તેમણે ઉપહારનો સ્વીકાર કરીને અલીઝમાન અને મખદુમઅલીખાનને પોતાના પ્રતિનિધિ રૂપે મહમ્મદઅલી પાસે મોકલ્યા એટલે તહનામાની વાતો થવા લાગી, જેમાં મહમ્મદઅલીએ બીજા કિલ્લાઓ ઉપરાંત કરરાડનો કિલ્લો પણ સુલતાનને હવાલે કર્યો, આ પ્રમાણે મહમ્મદઅલી સાથે સન્ધિ થયા પછી સુલતાન બાલાઘાટ તરફ કુચ કરી ગયા.

લેવિન બી. બોરિંગ સાહેબ ઇ. સ. ૧૭૬૭ થી ૧૭૬૯ સુધી ના બનાવોના સંબંધમાં નીચે પ્રમાણે લખે છે.

સુલતાન હૈદરઅલીની ઉન્નતિ જોઇને હૈદરાબાદના નિઝામ સરકારે અંગ્રેજોનો ત્યાગ કરીને તેમની સાથે સંધિ કરવાનો પ્રયત્ન કર્યો, જેથી તેઓ બન્ને એકત્ર થઇને પાયાનઘાટ ઉપર હુમલો કરી

શકે. આ વખતે તેમની પાસે ૪૨ હજાર સવાર ૨૮ હજાર પાયદળ અને ૧૦૯ તોપો હતી. પછી તેમણે જનરલ સ્મિથ ઉપર હુમલો કર્યો અને હૈદરઅલીએ રસ્તામાં જતા અંગ્રેજી સેનાના લડાયક અસબાબ ઉપર હુમલો કર્યો. પણ તેમને પાછા હઠવુ પડયું. આ અરસામાં મદ્રાસથી કરનલ "ડે."ને એવો હુકમ મળ્યો કે તેણે ત્રિચીનોપલીથી તિનામલી જઇ મહમ્મદઅલી સાથે મળી જવું, કેમકે તેણે અંગ્રેજી સેના માટે લડાયક અસબાબ તૈયાર કરી રાખ્યો છે, પણ ત્યાં જતાં તેમાંનું કાંઇ પણ મળ્યું નહિ. આથી સુલતાન સાથે એક લડાઇ કરીને તે તિનામલી મુકામે પાછો હઠયો. જેથી પોતે લડાયક સામગ્રી એકત્ર કરી શકે, આ સ્થળે તે જનરલ સ્મિથ સાથે મળી ગયો. આ વખતે અંગ્રેજો પાસે ૧૦૨૩ સવાર, ૫ હજાર પાયદળ અને ૧૬ તોપો હતી. આ તકનો લાભ લઈને સુલતાન હૈદર અલી અને નિઝામ સરકાર તેમના ઉપર હુમલો કરવાને આગળ વધ્યા અને અંગ્રેજી સેનાથી ૬ માઇલના ફાસલા ઉપર મુકામ કર્યો. તા. ૨૬ સપટેમ્બર ઈ. સ. ૧૭૬૭ ના દિવસે ઉભય સેનાઓ વચ્ચે યુદ્ધ થયુ. જેમાં અંગ્રેજો વિજયી થયા. એટલુંજ નહિ પણ સુલતાનની સેનાના ૧૨૦૦ માણસો માર્યા ગયા અને તેમની ૩૭ તોપો અંગ્રેજોને હાથ આવી તેમજ અંગ્રેજોને પણ પુષ્કળ નુકસાન થયું. તત્પશ્ચાત હૈદરઅલીએ તરોપાતુર અને વેનમબાડી નામક સ્થળો પુનઃ જીતી લીધા અને અંબરના દુર્ગ ઉપર હુમલો કર્યો. પણ જનરલ કાલવર્ટે ઘણી બહાદુરીથી તેનો બચાવ કર્યો. એટલામાં જનરલ સ્મિથ તેની મદદે આવી પહોંચ્યા અને બન્ને સેનાઓ એકત્ર થતાં સુલતાને કિલ્લો ખાલી કરી દીધો અને લડાયક સામાન લઇ જતી એક ટુકડી ઉપર હુમલો કર્યો, જેમાં તેમને ઘણું નુકસાન થયું અને પોતે મરતાં મરતાં બચી ગયા. આ બનાવ પછી સુલતાન હૈદરઅલીની મિત્રતા પ્રાણહારક સમજીને નિઝામ સરકારે પણ તેમનો ત્યાગ કર્યો અને અંગ્રેજો સાથે સંધિ

કરવા માટે પત્ર લખ્યો. આ પ્રમાણે બન્ને મિત્રો જુદા પડતાં હૈદરઅલીએ નિરાશ નહિ થતાં પોતાની સેનાનો એક ભાગ પોતાના પુત્રને સોંપીને તેમને પોતાના રાજ્યની રક્ષા માટે મોકલ્યા. આજ અરસામાં નાયર લોકોએ બળવો કરીને મુંબાઇથી અંગ્રેજોની મદદ મંગાવી, અને અંગ્રેજો પણ મેંગ્લોર હસ્તગત કરવા ઇચ્છતા હતા. તેથી તેઓ નાયર લોકોને મદદ કરવા માટે તૈયાર થયા, પણ સુલતાન **હૈદરઅલીએ એક પ્રબળ હુમલો કરીને મેંગ્લોર નામક સ્થળ પોતાના કબજામાં લીધું**, આ લડાઇમાં સુલતાનને પુષ્કળ ધન અને લડાયક સામગ્રી મળી હતી. આ પ્રમાણે વિજય પ્રાપ્ત કરીને તે બેદનુર તરફ વળ્યા અને ત્યાંના લોકોએ અંગ્રેજોને મદદ કરેલી હોવાથી તેમની પાસેથી તેમણે ભારે દંડ લીધો.

આ પ્રમાણે સુલતાન હૈદરઅલી વિજય મેળવીને પાછા ફરતાં મદ્રાસની સરકારે હૈદરઅલીના તાબાના બારામહાલના નામથી પ્રખ્યાત ગણાતા સ્થળો જીતી લેવા માટે જનરલ ડો ને મોકલ્યો. તે કેટલાક કિલ્લાઓ સર કરીને જનરલ સ્મિથ સાથે મળી ગયો. આથી પ્રોત્સાહિત થઇને જનરલ સ્મિથે કિશનાગીરીનો કિલ્લો હસ્તગત કર્યો એજ અરસામાં જનરલ સ્મિથને એવો પત્ર મળ્યો કે મહમ્મદઅલીની પરવાનગીથી તેમણે પ્રજા પાસેથી કર ઉઘરાવવો. કેમકે મહમ્મદઅલી તે પ્રાંત પોતાના કબજામાં લેવા ચાહે છે.

કરનલ ડો અને કરનલ સ્મિથને એકત્ર થતા અટકાવવા માટે સુલતાન હૈદરઅલીએ ઘણા પ્રયત્ન કર્યા, પણ જ્યારે તેમનું કાંઈ ન વળ્યું અને બન્ને કરનલો એકઠા થયા ત્યારે તે ગુરમકુન્ડા તરફ નાશી ગયા અને ત્યાં પહોંચીને પોતાના બનેવી અલીરઝાખાનની મદદ માગી. આ પ્રમાણે પોતાના બનેવીની મદદ લઇને તે કોલાર તરફ આવ્યા, પણ અંગ્રેજો બેંગલોર સર કરશે એવી બીકથી તેમણે સંધિ કરવાની માગણી કરી અને અંગ્રેજોને બારામહાલ ઉપરાંત ૧૦ લાખ રૂ. આપવાનું કહ્યું. પણ તેમને મહમ્મદઅલી પ્રત્યે તિરસ્કાર

હોવાથી તેમણે તેને કાંઈ પણ આપ્યું નહિ આ પ્રમાણે હૈદરઅલીને શરણે આવેલા જાણીને મદ્રાસ સરકારે મોટી મોટી માગણીઓ કરવા માંડી, એકતો મહીસુર રાજ્યનો અમુક ભાગ પોતાને કબજે સોંપવાની માગણી કરી અને બીજું મહમ્મદઅલીને ખંડણી આપવાનું કહ્યું. જેનો અસ્વીકાર કરવામાં આવતા સંધિનું કામ પડી ભાગ્યું અને બન્ને પક્ષો પુનઃ લડાઈની તૈયારીઓ કરવા લાગ્યા.

મોલિયાગુલ અને બીજા કેટલાક સ્થળો કર્નલ સ્મિથને તાબે હતા, પણ તેમની ગેરહાજરીમાં મદ્રાસથી આવેલા સુલેહના પ્રતિનિધિઓએ ઉક્ત સ્થળેથી અંગ્રેજ સેનાને ખસેડી તેની જગ્યાએ મહમ્મદઅલીની સેના ગોઠવવાનો ઠરાવ કર્યો, પણ ગુરમકુંડાથી **પાછા આવીને હૈદરઅલીએ પ્રસ્તુત દુર્ગ જીતી લીધો.** આ સમાચાર મળતાંજ કરનલ ડો તેમના મુકાબલા માટે રવાના થયો, પણ તે જાણતો ન હતો કે હૈદરઅલીની સેના નિકટમાંજ છે. તેથી તે હૈદરઅલીના સપાટામાં સપડાઈ ગયો. હૈદરઅલીએ તેના ઉપર સખ્ત હુમલો કર્યો અને તે પરાજીત થવાની તૈયારીમાં હતો એટલામાં કેપટન બ્રુકે મહા મહેનતે બે તોપો પહાડી ઉપર ચઢાવીને ગોળા વરસાવવા માંડયા અને "કરનલ સ્મિથના" નામના પોકારો કરવા માંડયા, એટલે કરનલ સ્મિથ આવે છે એવું ધારીને હૈદરઅલી ધીમે ધીમે પાછળ હઠતા ગયા. આ અરસામાં કરનલ ડોએ સઘળી તૈયારીઓ કરી લીધી. પણ એટલામાં સુલતાન હૈદરઅલીએ ફરીથી હુમલો કર્યો અને કેપટન બ્રુક ઉપર હુમલો કરવા માટે એક ટુકડી પહાડી ઉપર મોકલી, પણ તેમાં તેમને સફળતા મળી નહિ. તેમજ અંગ્રેજોને પણ ઘણું નુકસાન થયું. આ અરસામાં કેટલાક સવારોને કરનલ સ્મિથ પાસે મોકલી તેની મદદ માગવામાં આવી, પરંતુ જનરલ સ્મિથ આવી પહોંચે તે પહેલાં સુલતાન હૈદરઅલી ત્યાંથી ચાલ્યા ગયા.

આ પ્રમાણે યુદ્ધ કરવાથી અંગ્રેજ અમલદારો સુલતાનના

બળની તુલના કરી શકયા અને તેમની ખાત્રી થઇ ગઇ કે આટલી સેનાથી તેઓ બેંગલોર જીતી શકશે નહિ. પણ મદ્રાસ સરકારને મહમ્મદઅલી ઉપર પુરે પુરો વિશ્વાસ હતો. તેથી તેમણે કરનલ સ્મિથને લખ્યું કે તમે બેંગલોર ત્વરાથી હસ્તગત કેમ કરતા નથી? આ પ્રમાણે આજ્ઞા આપ્યા પછી ટુંક સમયમાંજ તેમણે કરનલ સ્મિથને મદ્રાસ પાછો બોલાવી લઈ તેની સેના જનરલ ડોને સોંપી.

આ તકનો લાભ લઇને સુલતાન હૈદરઅલીએ કરનલ ડોની સેના ઉપર હુમલો કર્યો અને તેનો પરાજય કરીને તેની પાસેથી સઘળી ભારે તોપો છિનવી લીધી અને તેનો સઘળો સામાન બેંગલોર પહોંચાડી દીધો. પાછળ હઠતાં કરનલ ડોને ખબર પડી કે હૈદરઅલીએ તેને ચારે તરફથી ઘેરી લીધો છે, પણ એટલામાં એક બીજા અંગ્રેજ સરદારે તેની મદદે આવીને તેને નાશ પામતાં બચાવી લીધો. આનું પરિણામ એ આવ્યું કે કરનલ ડોને પણ પાછો બોલાવી લેવામાં આવ્યો અને તેની જગ્યાએ જનરલ લિંગને મોકલવામાં આવ્યો, આ અરસામાં સુલતાન હૈદરઅલીએ ફઝલુલ્લાખાન નામક એક સરદારને પાટનગરમાં મોકલી મદદ મંગાવી અને કુમકે આવેલી નવિન સેના વડે તેણે ફઝલુલ્લાખાનને ગજલહટ્ટી નામક સ્થળ ઉપર હુમલો કરી તેને હસ્તગત કરવાનું કહ્યું. તદનુસાર ફઝલુલ્લાખાને પ્રસ્તુત સ્થળ ઉપર હુમલો કરીને તે જીતી લીધું. તત્પશ્ચાત હૈદરઅલીએ પોતે કરવડ ઉપર ચઢાઇ કરીને તે પણ જીતી લીધું. અને ત્યાંથી એરવડ તરફ આગળ વધ્યા. માર્ગમાં જનરલ નિકલસન સાથે ભેટો થયો. એટલે સુલતાન હૈદરઅલીએ તેના ઉપર એટલા વેગથી હુમલો કર્યો કે જનરલ નિકલસનનો સખ્ત પરાજય થયો અને તેની સેનામાં હજારો સૈનિકો ધરાશાયી થવા ઉપરાંત એક પણ સૈનિક એવો ન હતો કે જેને એક પણ ઘા થયો

ન હોય. આ રીતે એરવડ પણ સુલતાનના તાબામાં આવ્યું આ લડાઇમાં સુલતાને એક અંગ્રેજ સરદારને કેદ કર્યો હતો. જેણે આગલા વરસે તેમની સાથે નહિ લડવાનું વચન આપીને તેનો ભંગ કર્યો હતો. સુલતાન હૈદરઅલીએ પ્રસ્તુત સરદારને તેની સેના સહિત પકડીને શ્રીરંગપટ્ટન મૂકામે મોકલી દીધો. ત્યાંથી આગળ વધીને સુલતાને ઘાટ તરફના અંગ્રેજોના સઘળા મથકો તેમની પાસેથી છિનવી લીધા. આ પ્રમાણે તેમને ઉત્તરોત્તર વિજય મળવાથી તેમણે પ્રોત્સાહિત થઇને મદ્રાસ તરફ કુચ કરી અંગ્રેજોને ત્યાંથી હાંકી મૂકવાનો ઠરાવ કર્યો. આ પ્રમાણે સુલતાનનો મુલક કબજે લેવાને બદલે સ્વયં પોતાનું રાજ્ય જોખમમાં આવી પડેલું જોઇને મદ્રાસ સરકારે કેપ્ટન બ્રુકને મોકલી સંધિની માગણી કરી. સુલતાને તેનો સ્વીકાર કર્યો, પણ મહમ્મદઅલી સાથે કોઇ પણ પ્રકારની છુટછાટ મૂકવાની ચોખ્ખી ના પાડી. આથી સંધિ થઇ શકી નહિ. આ પ્રમાણે સંધિનું કામ અટકી પડવાથી મદ્રાસ સરકારને ભય પમાડવા માટે સુલતાને તેના પુર્વ તરફના પ્રાંતો ઉપર હુમલો કરવાની તૈયારીઓ કરવા માંડી અને સાડાત્રણ દિવસમાં ૩૦ માઇલનો પ્રવાસ કરી મદ્રાસથી ૫ માઇલ દુર આવેલા સર થોમ્સ નામક સ્થળે પહોંચી ગયા. આથી મદ્રાસ સરકાર ભયભીત થઇ અને તેણે સંધિ કરવાની માગણી કરી. પરિણામે નીચેની શરતોએ સંધિ થઇ.

(૧) હવે પછી ઉભય પક્ષોએ શત્રુ સાથે લઢવામાં એક બીજાને મદદ કરવી. અંગ્રેજોએ આ માગણીનો સ્વીકાર કર્યો પણ ખરા પ્રસંગે સુલતાનને મદદ કરી નહિ.

(૨) ઉભય પક્ષોએ એકબીજાના જીતી લીધેલા સ્થળો અને પકડેલા કેદીઓ અરસપરસને પાછા સોંપવા. આ કલમ પ્રમાણે કરવડ સુલતાનને આપવામાં આવ્યું. આ સ્થળ મહમ્મદઅલીના કબજામાં હતું. જો કે તે પાછું આપવાની તેની ઇચ્છા ન હતી પણ

લાચારીએ તેને તેમ કરવું પડયું. આ યુદ્ધ દરમ્યાન સુલતાન હૈદરઅલીએ અંગ્રેજો સાથે ઘણી સારી વર્તણુંક ચલાવી હતી, એટલું જ નહિ પણ તેમણે પોતાની વીરતા, રણકૌશલ્ય, શાંતિ, ધૈર્ય, સહનશીલતા, કર્તવ્યપરાયણતા, દયાળુપણા, અને સત્યવાદીપણાનો પુરેપુરો પરિચય કરાવ્યો હતો, તે પ્રત્યેક વિષયમાં પોતાના વચનનું પ્રતિપાદન કરતા અને યુદ્ધમાં કપટકળાનો કદી પણ ઉપયોગ કરતા નહિ, તદુપરાંત પકડાયલા કેદીઓ સાથે માયાળુપણે વર્તતા હતા. આથી ઉલટું મદ્રાસ સરકારે આ યુદ્ધમાં પોતાનું નિર્માલ્યપણું પુરવાર કરી આપ્યું હતું અને મહમ્મદઅલી જેવા એક નકામા માણસ ઉપર વિશ્વાસ રાખ્યો હતો.

### કડપા, કરનુલ, બલ્લારી આદિ સ્થળો ઉપર આક્રમણ.
### હી. સ. ૧૧૮૫

જ્યારે સુલતાન હૈદરઅલી અંગ્રેજો સાથે યુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે કડપાના રાજ્યકર્તા અબ્દુલહકિમ; કરનુલના રાજ્યકર્તા મુનવ્વરખાન અને બલ્લારીના રાજાએ સુલતાનના પ્રગણાઓમાં લુટફાટ કરવા માંડી. આ કારણથી તેમના ઉપર વૈર લેવા માટે અંગ્રેજોના યુદ્ધથી પરવાર્યા પશ્ચાત સુલતાને ૬ હજાર હયદળ, પાયદળ અને તોપખાના સાથે મૃગયાએ નિકળી પ્રથમ કડપામાં દાખલ થઇ લુટફાટ કરવા માંડી. આથી ભયભીત થઇને ત્યાંના રાજ્યકર્તાએ સુલતાનને ૫ લાખ રૂ. ૪ હાથી અને કેટલાક ઘોડા મોકલ્યા. સુલતાને તેના ઉપહારનો સ્વીકાર કરીને તેનો અપરાધ ક્ષમા કર્યો.

કડપાથી સુલતાને પેકનહિલી તરફ કુચ કરી, પેકનહિલીના કિલ્લેદાર મીર ગુલામઅલીએ સુલતાનની સેના ઉપર તોપના ગોળાઓની વૃષ્ટિ વરસાવી. તેથી ક્રુદ્ધ થઇને સુલતાને તેના રાજ્યના કેટલાક ભાગનો નાશ કર્યો. તેથી ભયભીત થઇને મીર ગુલામઅલીએ

૨ લાખ હુન, ૫૦ હજાર રૂ. અને બીજી કેટલીક કિંમતી વસ્તુઓ મોકલીને સુલતાનની ક્ષમા યાચી. સુલતાને તેનો સ્વીકાર કર્યો અને પછી કર્નુલ તરફ આગળ વધ્યા. કર્નુલના રાજ્યકર્તાને મિસકીનશાહ નામક એક ફકીરની મદદ હતી. પ્રસ્તુત ફકીરે મુનવ્વરખાનને કહ્યું કે હું તમારી સાથે રણભૂમિમાં આવીશ અને યુદ્ધમાં જરૂર તમારો વિજય થશે. તદનુસાર મિસ્કીનશાહ રણભૂમિમાં આવ્યા, પણ સુલતાન હૈદરઅલીની વીરતા જોઇને તેમની હિંમત તુટી ગઈ અને તેમણે મુનવ્વરખાનને સંધિ કરવાની સલાહ આપી. તેથી મુનવ્વરખાંએ ૫૦ લાખ રૂ. આપી સુલતાન હૈદરઅલી સાથે સંધિ કરી. બીજા દિવસે બનીકંડા અને પિંડીકન્ડાને માર્ગે બલ્લારી તરફ કુચ કરી કિલ્લા ઉપર ગોળાઓનો વરસાદ વરસાવવા માંડયો, એટલુંજ નહિ પણ વિમાનમાં પથ્થર ભરીને વિમાનો હવામાં ઉડાવ્યાં, વિમાનીઓએ કિલ્લા ઉપર પહોંચીને શિલાઓની વૃષ્ટિ કરવા માંડી. આથી રાણીવાસમાં ભારે કોલાહલ મચી રહ્યો અને સઘળી રાણીઓએ રાજા પાસે આવીને કહ્યું: "પ્રાણનાથ! આપણા સર્વેના પ્રાણ ભયમાં છે, માટે આપની પાસે જે કાંઇ હોય તે સુલતાનને આપી તેમની સાથે સંધિ કરો." આ પ્રમાણે પોતાની રાણીઓને ભયભીત થએલી જોઇને રાજાએ સુલતાનને ૨ લાખ રૂ. અને બીજું કેટલુંક નજરાણું આપીને પોતાના અપરાધની માફી માગી. ઉદારચિત્ત સુલતાને નજરાણું કબુલ કરીને તેની સાથે સંધિ કરી.

આ વખતે સુલતાનને એવા સમાચાર મળ્યા કે મિરજનો સરદાર તાંતીયારાવ, ગોવિંદરાવ, અને અમૃતરાવ ધારવાડ અને બીજા સ્થળોમાં આવીને લુટફાટ કરે છે, આ સમાચાર મળતાંજ સુલતાન તરતજ તુંગભદ્રા નદી ઓળંગીને બંકાપુર પહોંચ્યા. નવાબનું આગમન થએલું જાણીને ઉપરોક્ત મરાઠા સૈનિકો તરતજ પલાયન થઈ ગયા. તેથી સુલતાને શાહનુરમાં જઇને ત્યાં મુકામ કર્યો, એટલે ત્યાંના નવાબે ૧ લાખ ૨૫ હજાર રૂ. લશ્કરની પરોણાગત પેઠે

આપ્યા. જેનો ઘણા આનંદસહ સ્વીકાર કરવામાં આવ્યો. ત્યાંથી સર હટડી, ડામિલ, કંપિલ આદિ સ્થળોએ થઇને સુલતાન બિજાનગરમાં આવ્યા અને ત્યાં મુકામ કરીને રાજાને પોતાની હજુરમાં બોલાવ્યો. બિજાનગરનો રાજા ક્ષત્રિય હતો અને તે કોઇને સલામ કરતો નહિ. તેથી તેણે પોતાના પુત્રને બે લાખ હુન આપીને સુલતાનની સેવામાં મોકલ્યો. સુલતાને તેનો સ્વીકાર કરીને તેને હાજરીમાંથી મુક્ત કર્યો. અનાકન્દીથી આગળ વધીને બોકાપટ્ટનને માર્ગે હાકલવાડીમાં પહોંચ્યા અને ત્યાંના મુર્ખ રાજાને પોતાની સમક્ષ બોલાવ્યો આ રાજા અહોરાત્રિ અફીણમાં ચક્ચુર રહેતો હતો અને રાજ્યની જે આવક થતી તે અફીણ પાછળ ખરચી નાખતો હતો. તેમજ અફીણના મોટા મોટા ભંડારો ભરી રાખતો હતો. તે મહેલમાંથી બહાર પણ નિકળતો ન હતો, પણ આખો દિવસ અફીણ ખાઇને મહેલમાં પડયો રહેતો હતો. તેના મહેલની પાછળ એક મોટુ તળાવ અને તેની તળાવ પાછળ એક પહાડ હતો. તે પ્રસંગોપાત મહેલની બારીએ આવીને બેસતો અને પોતાના દરબારીઓને કહેતો કે જો આ પહાડ અફીણના સ્વરૂપમાં ફેરવાઇ જાય તો કેવુ સારૂં. જો એમ થાય તો આ તળાવમાં અફીણ ઘોલીને તેનો કસુંબો બનાવીએ અને આપણે બધા એકત્ર થઇને તેનું પાન કરીએ. જ્યારે રાણી તેને મહેલમાં બોલાવતી ત્યારે દાસીઓ આવીને ઘટિકાઓ પર્યંત તેને વિનવી વિનવીને કહેતી કે: "રાજા સાહેબ મહેલમાં પધારો. રાણી આપને સંભારે છે." પરંતુ તેની રાજા ઉપર કાંઇ પણ અસર થતી નહિ. તેથી છેવટે તેનો હાથ પકડીને દાસીઓ તેને મહેલમાં ઘસડી જતી હતી. જો કોઇવાર તેને વાટિકામાં જવાની ઇચ્છા થતી તો સવારે મહેલમાંથી નિકળી ઝોખાં ખાતો ખાતો મધ્યાન્હકાળે વાટિકામાં પહોંચતો અને વખતે વખતે અનુચરોને પૂછતો કે આપણને મહેલમાંથી નિકળ્યાને કેટલા દિવસ થયા છે અને આપણે મહેલમાં પાછા કયારે પહોંચીશું? પ્રત્યુત્તરમાં અનુચરો કહેતા કે આપ ત્વરાથી ચાલો તો આપણે મહેલમાં સત્વર પહોંચી શકીએ.

એટલે તે હસીને કહેતો કે ત્વરાથી ચાલવાનું કામ માણસોનું નથી પણ પ્રાણીઓનું છે.

જ્યારે તે સુલતાન હૈદરઅલી સમક્ષ હાજર થયો ત્યારે તેની આવી અધમ દશા જોઇને સુલતાનને તેના ઉપર ઘણી દયા આવી અને તેમણે તેનો સારો સત્કાર કર્યો અને તેને પુછ્યું કે આપના રાજ્યની કેવી સ્થિતિ છે અને વાર્ષિક આવક કેટલી છે? અને આપ મને શું ઉપહાર આપશો? પ્રત્યુત્તરમાં રાજાએ કહ્યું કે: "જહાંપનાહ આપની કૃપાથી રાજ્યમાં અફીણના કોઠાર ભર્યા પડયા છે અને દુગ્ધપાનાર્થે કેટલીક ગાયો પાળેલી છે. મારી રાણી પણ આપની પરિચારિકા છે. તે પણ કાંઇ નાગી ભુખી નથી. તેની પાસે કેટલા આભરણો છે. આમાંથી આપ કહો તે આપની સેવામાં હાજર કરવામાં આવે. સુલતાન હૈદરઅલી તેની આવી વાતો સાંભળીને પુષ્કળ હસ્યા. પછી તેના રાજ્યમાંથી રાજાના વ્યસન પેટે અમુક ગામ જુદા કાઢીને બાકીના રાજ્યની જુદી વ્યવસ્થા કરી તેનો કારભાર ચલાવવાનું રાણીને સોંપ્યું.

આ પ્રમાણે દિગ્વિજય પ્રાપ્ત કરી, અને પુષ્કળ માલ લઇને તે પાટનગરમાં પાછા ફર્યા.

પ્રથમ ભાગ સમાપ્ત.



૭૮૬



# મુસલમાન ભાઈઓ!

તમારા ઘરમાં રાખવા લાયક

અને

વાંચવા લાયક, યાદ કરવા લાયક,

તમારા બચ્ચાંઓને

જાણકાર કરવા લાયક

# ઇસ્લામી કીતાબો

## મંગાવો.

# સિરાતલ મુસ્તકીમ.

ઉર્દુ ઝબાન ઓર ગુજરાતી હરફોમેં છપકર

## શાએ હો ચુકી હે.



હર મુસલમાનકો અપને દીનકે કવાનીનસે વાકિફ હોના ફર્ઝ હય. આજદીન તક અરકાને ઇસ્લામકી બોહોત કિતાબેં લીખી ગઇ હેં. જો મુસલમાન ઉર્દુ નહી જાનતે મગર ગુજરાતી જાનતે હેં ઓર મકાનમેં ભી ટુટી ફુટી ઉર્દુ ગુજરાતી ઝબાન બોલતે હેં ઉનકે લીએ નિહાયત કારઆમદ સલીસ ઉર્દુ ઝબાન ઓર ગુજરાતી હરફોંમેં યેહ મઝહબી કીતાબ સહી ઓર ખુબ-સુરતીસે છાપી ગઇ હય. ઝુરૂરી દીની મસઅલે સવાલ જવાબ-કી સુરતમેં છાપે ગએ હેં. ઇસ કીતાબકે પઢનેવાલેકો ઝુરૂરી દીની મસાઇલકા હમ મઝહબ યા ગયેર મઝહબવાલા કુચ્છ ભી પુછે યા સવાલ કરેગા, તો ઉસકા જવાબ બહોત હી આસાની-સે ઇસ કીતાબકા પઢનેવાલા દેગા. આજકલ ગયેર મઝહબવાલે મુસલમાનોંકો મઝહબી સવાલાત કરતે હેં, મગર હમારે કઇ દીની ભાઇ ઉનકો મ્અકુલ જવાબ દેકર કાયલ નહી કર સકતે. હમ ઉમ્મીદ કરતે હેં કે યેહ કિતાબ ઉન લોગોંકે લીએ બોહોતહી ફાયદહમંદ સાબિત હોગી. કિતાબકો દેખતેહી આ-પકા દીલ બાગ બાગ હો જાવેગા, ઓર આપ ઝુરૂરી દીની મસાઇલસે ખબરદાર હોકર તહારત, વુઝુ, ગુસ્લ, હયેઝ, નફાસ, સતર, પંજગાન્હ નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ, ફિતરા, કુરબાની, ફર્ઝ, વાજીબ, મુસ્તહીબ, સુન્નત, મકરૂહ, હલાલ, હરામ, કફન, દફન, હકીકી, મસાયલ વગેરાકે અરકાન ઓર જો અહેકામ

બારી તઆલાને અપને મહેબુબ રસૂલે અકરમ (સ. અ. વ. સ.) કે ઝરીએસે બ મઅરફતે જીબ્રઈલ (અ. સ.) આપકી ઉમ્મતકી ફલાહ ઔર બેહબુદીકે લીએ પહોંચાએ હેં ઔર ઉન એહ-કામું પર હર મુસલમાનકો ચલનેકે લીએ અસહાબે કુબાર, ચાર યાર; એહલે બેત અતહાર, અશરા મુબશ્શરા, તાબેઇન ઔર બુઝુર્ગાને દીનને ઉન્હી આઈન પર અમલ કીયા હય. ઔર હમકો ભી ઉનહી એહકામુંસે વાકિફ હોકર સિરાતે મુસ્તકીમ પર ચલના લાઝીમ હય. આજ તક અરકાને ઈસ્લામકી અયસી આસાન ઔર મુકમ્મીલ દુસરી કિતાબ ઉર્દુ ઝબાન ઔર ગુજ-રાતી હરફોંમેં શાયદહી શાએ હુઇ હોગી. ગેર મઝહબવાલેભી ઇસ્લામી એહકામકી અહમીયતકો ઈસ કિતાબસે બખુબી સમઝ કર ફેઝયાબ હો સકતે હેં. ઇસ કિતાબમેં કિસી મઝહબકે ઉપર હિમ્લા નહી કીયા. ન ઉસકી બુરાઇ બતલાઇ હય. ઇસ લીએ હર મઝહબ વ મિલ્લત કે અશખાસ ઔર એહલે હુનુદ ભી ફેઝયાબ હો સકતે હેં. પરવરદિગાર સબકો ઇસ કીતાબકે પઢનેકી તો[illegible]ક અતા કરે.

હર ફર્દબશર ઇસ કીતાબસે ફેઝ પા સકે, ઉસકા ખિયાલ કરકે કીમત મુનાસબ રખી હય. ગ્લેઝ કાગજ, ઉમદા છપાઇ, ફર્સ્ટ કલાસ બાઇન્ડીંગ, ૧૦૦) પેજ. કીંમત સીર્ફ ૦—૬—૦

જો માલદાર હઝરાત ઇસ કીતાબકો મુફત તકસીમ કરના ચાહતે હેં ઉનકે સાથ ઝરૂરી રેઆયત કી જાયગી તો તવંગર સાહબુંકો ચાહીયે કે સો સો, પચાસ, પચીસ કીતાબેં ખરીદ કર કે ગરીબ મુસલમાનોંમેં તકસીમ કરકે સવાબે દારેન હાંસીલ કરે.

મીલનેકા પત્તા,

**સુલેમાન ઈબ્રાહીમ છાપખાનાવાલા અમદાવાદ.**

ઇનામ રૂ. ૨૫૦ ઇનામ રૂ. ૨૫૦

તબલીગની ખુશાલીમાં અડધી કીંમતે.

## રૂપીયાનો માલ આઠ આનામાં.

મોલાના મોલવી હકીમ તાજમહમદખાન સાહેબ કલંદરી કુફ્રતોડની લખેલી

# "હિંદુ નામનું સત્યાપને."

( ગુજરાતીમાં )

જેની કીંમત પ્રથમ રૂ. ૧) હતી, પણ દરેક મુસલમાનભાઇ તેનો લાભ લઇ શકે એમ સમજી મોલાના તાજમહંમદખાન સાહબના કહેવાથીજ તેની કીંમત ઘટાડીને **અડધી કીંમત** રૂ. ૦–૮–૦ રાખી છે. તેમાં તમે શું જોશો ?

## પહેલાંજ મોલવી સાહેબ પાસેથી રૂ. ૨૫૦) ઇનામ તરીકે કેવી રીતે લેવા ?

હિંદુ આર્ય સાહેબોએ આઠ કરોડ ઇસ્લામીઓને હિંદુ આર્ય ધર્મમાં લાવવાનું અને આર્ય હિંદુધર્મની વિજયપતાકા ( નિશાન ) મક્કા મોઅઝઝમાની ( પવિત્ર ) દિવાલો ઉપર ફરકાવવાનું જાહેર કર્યું છે. તેથી હિંદુસ્તાનના સર્વ ઇસ્લામીઓએ ઇસ્લામ જેવા, સર્વોતમ અને પવિત્ર ધર્મ (મઝહબ)ને ચોવીસ કરોડ આર્યહિંદુ મહાશયોની સમક્ષ રજુ કરી દેવો, એ તેમનું હાલમાં મોટામાં મોટું કામ છે.

દરેક મુસલમાન, દરેક હિંદુને પ્રેમપૂર્વક **ઇસ્લામી** ( ઇશ્વરના માર્ગમાં ચાલનાર ) બનાવવાનો ભગિરથ પ્રયત્ન

આદરે, તેની સાથે સાડા છ કરોડ મુસલમાનો અને અરાઢ કરોડ હિંદુઓને, આ લઘુ પુસ્તકમાં ચર્ચાએલા વિષયથી ખબરદાર કરી દેવાનું પણ કર્તવ્ય તેમનેજ શીર છે. કારણ કે નેવુ ટકા જેટલા હિંદુભાઇઓ પોતાના ધર્મથી બીલકુલ અંજાણજ છે. તેમના પુસ્તકોમાં શું લખેલું છે, કે તેઓનું કેવા પ્રકારનું શિક્ષણ છે તેમનું તેમને બીલકુલ ભાન કે જ્ઞાન હોતું નથી. આ લઘુ પુસ્તકમાં હિંદુ આર્ય ધર્મનો અમોએ જે ચીતાર આપ્યો છે તેનું સુક્ષ્માવલોકન કર્યા પછી ઉમદા વિચારનો શરમાળ સુજ્ઞ અને તીવ્રબુદ્ધીવાળો કોઈ પણ **હિંદુ, હિંદુ રહેવાનું તેમજ કોઇ મુસલમાન હિંદુ થવાનું પસંદ કરશે નહિ.** ગુજરાત અને કાઠીયાવાડના ઇસ્લામીઓ, અને જવાબદાર ઇસ્લામી સંસ્થાઓ, અને અંજુમનોના સભ્યોને આ લઘુ પુસ્તકની ઓછામાં ઓછી એક લાખ નકલો હીંદુ મહાશયોની સેવામાં વીના કીંમતે રજુ કરવાની વીનંતી કરીએ છીએ અથવા તો ગુજરાત અને કાઠીયાવાડનાજ ઇસ્લામીઓમાંથી પ્રત્યેક જણ તેની દશ દશ નકલો ખરીદ કરી હિંદુઓની સેવામાં વીના કીંમતે રજુ કરશે તો (ઈન્શાઅલ્લાહ) ખુદા પાકની ઇચ્છાથી આપણા દેશના લાખો હીંદુઓ કુફ્રપરસ્તી ( ઈશ્વર સીવાય અન્યની પૂજા ) મુર્તિપુજા લિંગાભગ, ઇત્યાદિ ( નર્કમાં લઇ જનારી પુજાઓ ) હંમેશના માટે ત્યાગી દઈ, સંખ્યાબંધ માણસોનાં ટોળેટોળાં પવિત્ર ઇસ્લામનો સ્વિકાર કરી તેના દઢ અનુયાયીઓ થશેજ.

ગુજરાત કાઠીયાવાડના ઇસ્લામીઓ ! ઉઠો, કટિબદ્ધ થાઓ તમારા વિજયનો સમય નિકટ આવી ગયો છે. પોતાનું કર્તવ્ય બજાવો ! અને આકાએ નામદાર (સલઅમ)

ના અનુયાયીઓ (ઉમ્મત) ની દિન પ્રતિદિન વૃદ્ધિ કરવામાં સબળ પ્રયત્ન આદરશે. પવિત્ર અને મહાન અલ્લાહ તમને જરૂર સહાય કરશે, તમારા બળમાં વૃદ્ધિ કરશે અને પરિણામે તમને ભવ્ય વિજય મેળવવાને સદ્ભાગી બનાવશે. માટે દરેક જણે એકએક નકલ જરૂર ખરીદ કરવીજ જોઇએ.

**આફતાબે ઇસ્લામ ઑફીસ—અમદાવાદ.**

---

**એક હિંદુ બાળા કેવી રીતે મુસલમાન થાય છે તેનો વાંચવા લાયક એહવાલ**

# ચંચળ ચંદ્રાવતી.



ઉપર લખેલા નામનુ નાનકડું નોવેલ જેમા બહુ બોધ લેવા લાયક બાબતોનો સમાવેશ કરવામા આવેલ છે. આ નોવેલને વાચવાની શરૂઆત કર્યા પછી કોઇ માણસ તેને પૂરૂં કર્યા વગર ભૂલેચૂકે પણ પડતું મેલી શકે નહિં. માલદાર માણસના મરણ પછી તેના વંશજો ખરા હકદારોની કેવી દયાજનક હાલ હવાલ હાલત કરી નાખી નિરાધાર બનાવી દે છે, કોમળ કુમારિકા વૃદ્ધ માતા સાથે સેંકડો સંકટ સહન કરી મેહનત મજુરી, દ્વારા મા દીકરી પોતાનું ગુજરાન ચલાવે છે, નાની વયથીજ પોતાના શિયળને જાળવી રાખવા કેવો પ્રયત્ન કરે છે, પોતાની નિરાધાર અવસ્થામાં જેણે ખરેખરો ઉપકાર કરીને ઉગારી તેનો બદલો કેવી રીતે વાળે છે, સારી સોબતમાં રહેવાથી કોમળ મન ઉપર કેવી સરસ છાપ પડે છે તેનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો છે, ધાર્મિક બાબતોમાં સંપુર્ણ સત્યતા શામાં છે તે શોધી તે ઉપર પરિપુર્ણ રીતે પ્રકાશ નાખે છે અને અંતે તેમા ફળીભૂત થાય છે. આ નોવેલને જેમ બને તેમ રસીક અને કરૂણાજનક રીતે લખવામા આવેલ હોવાથી વાચક વર્ગના મનપર ઉંડી અસર કરે છે. પુસ્તકના પ્રમાણમાં કિંમત એટલા માટે ઓછી રાખી છે કે સર્વ કોઇ એનો લાભ લઈ શકે.

**કિંમત રૂ ૦-૪-૦ સુલેમાન ઇબ્રાહીમ અમદાવાદ.**

## હઝરત મખદુમ જહાંનીયા જહાંગશતનું સફરનામું
### (અડધી કીંમતે)

મક્કા, મદીના, દમીશ્ક, દસ્તે કરબલા, લિબનાન, ખ્વારઝમ, કોહે-સીના, બગદાદ, બસરા, નખશવાન, શહેર રૂમીયા, કોહેકાફ, મદાયન, તુર્કસ્તાન. શહેર રૂમા, હમદાન, શહેરદેવ, કિરમાન, શીરાઝ, કાશ્મીર, બલ્ખ, હરયવ, ખુરાસાન, મશહદ, ઇસ્તમ્બોલ, સરીરહ, હમા, બરૂચા, ગજર, કીલએ ખેબર, ખશાન, જોરાફ, તબરેઝ, કોહેમીરાન, શહેરે જુમ્અ, શહેરે ફરંગીયા, મસહલસીરી, વિગેરે વિગેરે આખી દુન્યાની પાક જગ્યાઓની સફર **હઝરત મખદૂમ જહાંન્યા જહાંગશત (૨૯૦)** એ કેવી રીતે કરી છે અને તે ઉપરાંત યાજુજ માજુજ, શીરીન, ફરહાદ, ખુશરૂ, સિકંદર જુલકરનૈન વિગેરેની હકીકત તથા ગોસ, કુતુબ, મજઝુબ, વલી ઓલીયા વિગેરેની મુલાકાત તથા તેઓની યાદે ઇલાહી, વિગેરે વિષયોથી ભરપુર. કીંમત ૦-૫-૦

---

## ખુશ નશીબ મુસલમાનોને ખુશ વધાઈ.
### હઝરતે પીરાનપીરનાકુલ મુરીદોને ખાસ કરી મેમણભાઇઓને ખુશ ખબર.

**થોડા વખતમાં છપાઇ બહાર પડવાની છે. આજેજ ગ્રાહકોના લીસ્ટમાં નામ નોંધાવો.**

# ગવસુલ્આઝમ

**આ કીમતી કિતાબમાં મહાન અવલીયા અલ્લાહ હઝરત ગવસુલ્આઝમ પીરાનપીર દસ્તગીરની પયદાઇશથી લઇને વફાત સુધીની કુલ હકીકત છે. ઝયાં ગુ. હકીમી નઝમ નસર સાથે મેહફીલે ૧૧ વીં શરીફમાં પઢવા લાયક લખવામાં આવી છે. તેમજ આપની કરામતો, ફરમાનો, કાર્યો તથા આનના તુફેલથી દુનિયામાં કેવો ઇસ્લામી નુર**

પ્રકાશીત થયો? વી. વી. પુરી હકીકત લખવામાં આવી છે. આ કિતાબ દરેક ઇસ્લામી ભાઇને ત્યાં અને ખાસ કરી કાદરીયા ખાનદાનના કુલ મુરીદોને ત્યાં તેમજ હઝરત ગવ્સ પાકના સાચી મોહબતવાલા મેમણ ભાઇઓએ તો જરૂર રાખવીજ જોઇએ. કેમકે એમાં મેમણ ભાઇઓની તવારીખ લખવામાં આવી છે. મેમણ કોમે હઝરતના ઇશારાથીજ આપના ફરઝંદ હઝરત સૈયદ સૈફુદ્દિન સાહબના હાથપર ઇસ્લામ લાવી મુમીન લકબ હાસિલ કર્યું છે. એ કુલ હકીકત આ કિતાબમાં લખવામાં આવી છે. પાના ૧૦૦. અગાઉથી ગ્રાહક થનારને ફકત ૦–૮–૦ મા ઘેર બેઠાં પહોચતી કરવામાં આવશે. આજેજ કાર્ડ લખી ગ્રાહક થાવ. સાથેજ નીચેની ૩ કિતાબો જરૂર મંગાવો.

(૧) **શહીદે કરબલા.** હ. ઇમામ હુસેનનો કરબલાનો પુરેપુરો હાલ નઝમ નસર સાથે ઉ. ઝબાં. ગુ. હર્ફ. પાના ૧૫૦, કિ. ૦–૧૦–૦

(૨) **ઇન્તેકામે હુસેન.** યઝીદ શમર વી. ના ઝુલ્મનો બદલો, બની ઉમૈયાની ખિલાફતની પુરી તારીખ પાના ૧૫૦ કિ ૦–૧૦–૦

(૩) **ખિલાફતે ઇસ્લામ ઉર્ફે તવારીખે તુર્કી.** બની અબ્બાસના કુલ ખલીફા તથા તુર્કીના ૪૦ સુલ્તાનોનો હાલ પછી ના. ગા. અનવરપાશા તથા મુસ્તુફા કમાલપાશાની બહાદુરી, તુર્કીની ૬૦૦ વરસની આજ સુધીની તારીખ. પાના ૨૨૫ કિ. ૧–૦–૦

ઉપરની ૩ બુકો સાથે મંગાવવાથી ફક્ત રૂ. ૨–૦–૦ માં પોસ્ટ ખર્ચ સાથે મોકલવામા આવશે. આફ્રીકાવાળાઓએ ૪ શી. મોકલવા.

લખો:—**સુલેમાન ઇબ્રાહીમ અમદાવાદ.**

---

**ગુજરાતી ઇસ્લામી આલમમાં આજદિન સુધી નહિ છપાએલ**

# મહીસુરનો સિંહ

**હૈદરઅલી** સુલતાનનો જાણવાલાયક અને ખરો ઇતિહાસ કીંમત રૂ. ૧–૪–૦ (આફતાબે–ઇસ્લામ) માસીકના ગ્રાહક મહાશયોને મફત.

અભણ અને જેને વાંચતા ન આવડતું હોય તેઓને આ કીતાબ વાચી સંભળાવે કે તેઓ પણ સવાબથી મેહરૂમ ન રહે.

દરેક મુસલમાનના ઘરમાં એક એક કીતાબ જરૂર રાખવી જરૂરી છે. ગ્લેઝ કાગળ ક્રાઉન ૧૬ પેજી ૨૬૦ પાનાના દળદાર ખુબસુરત પુસ્તકની કીંમત માત્ર ૧-૨-૦ પોસ્ટેજ જુદું. આજેજ મંગાવો.

# ગુલીસ્તાને અશઆર

ખાનબહાદુર મો. સૈયદ અકબરહુસેન ઇલ્હાબાદી, મો. શીબલી નોઅમાની, મો. હસરત મોહાની, મો. ઇકબાલ, મો. અનસારી, અખતર, શાકી, ફઝલી, જમાલ, રેનકી, વારેસી, બસવાની, મહારાજા કીશનપ્રસાદ, રઝા, કમર, દીલ્લુરામ કૌસરી, નયરંગ, મુરીદ, ડો. ગોહરઅલી, અફગર, મશરત, તુર એમ. એ, હફીઝ વલીયુદ્દીન ચીસ્તી વગેરે વગેરે નામાકીત શાએરોની લખેલી અને બનાવેલી **દોઢસોથી વધારે** નામાંકીત જોશીલી ગઝલો અને નઝમોનો **ભરપુર ખજાનો** ઉપરની કીતાબમાં સમાવવામા આવ્યો છે. દરેક મુસલમાન ભાઇ ઉપરની કીતાબ ખરીદ કરી તેની ખુબી જુવે કે દરીયાને કુજામા કેવી રીતે સમાવવામાં આવ્યો છે. ગ્લેઝ કાગળ આશરે ૯૦ પાનાનું ખુબસુરત પુસ્તક **જેની કીંમત બહુજ ઓછી છે.** માત્ર રૂ. ૦-૬-૦ પોસ્ટેજ જુદું.

**મુસદદસે હાલી (પંદનામા)**—(સ્કુલો અને લાયબ્રેરીયો માટે મંજુર થએલ) આ પુસ્તકમા ઇસ્લામની ચડતી પડતીનો આબેહુબ ચિતાર આપવામા આવેલ છે. ઉર્દુમાં તેની લાખો કીતાબો ખપી ગઇ છે. પણ ઉર્દુથી અજાણ મુસલમાનભાઇ તેનો ફાયદો ઉઠાવે તેટલાજ ખાતર તેને ગુજરાતીમા કરવામાં આવેલ છે. કીંમત રૂ. ૦-૮-૦ પોસ્ટેજ જુદું.

**સુલેમાન ઇબ્રાહીમ છાપખાનાવાળા અમદાવાદ.**

---

## હિંદુસ્તાનના ચુસ્ત મુસલમાન શાહેનશાહ
# ઔરંગઝેબ—આલમગીર
## ના સમયનો ઇતિહાસ
# મિરાતે-આલમગીરી
## ( બે ભાગમાં. )

જુનાગઢના મર્હુમ નવાબ સાહેબ નામદાર સર રસુલખાનજી બાબી બહાદુર જી. સી. એસ. આઈ. ના તવારીખનવેશ **મર્હુમ શેખ ગુલામમહોમદ આબીદમીયાં સાહેબની** લખેલ ઔરંગઝેબના ઇતીહાસથી પ્રજાને અંધકારમા રાખી જે ખોટાં તહોમતો આ ન્યાયી અને ચુસ્ત મુસલમાન બાદશાહ ઉપર મુકવામા આવેલા તેના સચોટ જવાબો આ પુસ્તકમા આપવામા આવેલ છે. ગ્લેઝ ઉંચા કાગળ લગભગ પોણાચારસો પાનાનું દળદાર ગુજરાતી પુસ્તક પાકું સોનેરી પુઠું કીમત માત્ર રૂ. ૩—૦—૦ પોસ્ટેજ જુદું. બહુજ જુજ નકલો બાકી છે. આજેજ મંગાવો.

**સહીહ બુખારી**—( ભાગ ૧ લો. કી. રૂા. ૧—૦—૦ ) આ કિતાબની તાઅરીફ માટે નવીન શબ્દોજ મળતા નથી. કેમકે એ કિતાબ કલામે ઇલાહીથી બીજો દરજ્જો રાખે છે. ૨૩૬ હદીસોનો આ કિતાબમાં સમાવેશ કર્યો છે.

**તવારીખે ખ્વાજા**—(આવૃતી બીજી સુધારા વધારા સાથે) આ અતી ઉપયોગી કીતાબમાં મહાન ઓલીયા અલ્લાહ હઝરત ખ્વાજા મઇનુદ્દીન ચિશતી અજમેરી (રહે)કે જેમણે હિન્દમા હજરત પયગમ્બર (સ. અં. સ.)ના હુકમથી આવી, ફતહ મેળવી, કુફ્ર ગારત કરી, ઇસ્લામનો ભારે પ્રકાશ કર્યો હતો, તેવણની જીંદગાનીની હાલતો, આપની

પયદાઇશથી લઇને તે વફાત સુધી તથા તે ઉપરાંત આપના રોઝા મુબારકના બુલંદ દરવાજા સાથેનો ફોટો પુસ્તકની શોભામાં ઓરભી ઉમેરો કરે છે. ખાસ કરી ચીસ્તીયા ખાનદાનના મુરીદોએ તો આ પુસ્તક પોતાને ત્યા રાખવું ખાસ જરૂરી છે. કી. માત્ર રૂા. ૧ આફ્રીકાનિવાસીયો માટે ફક્ત શીલીંગ ત્રણ.

**ખવફે ખુદા**—આ કિતાબ મહાન ઓલીયા અલ્લાહોએ ખુદાના ખવફથી કેવી રંજો મુસીબત વેઠી હતી તે, તેમનાં ફરમાનો, તેમની નસીહતો વિગેરેની ૧૦૦ હીકાયતોની એવી તો ઉત્તમ રીતે ગોઠવણ કરવામાં આવેલી છે કે ગમે તેવા સંગદીલ માણસનું પણ દીલ મોમ બન્યા વગર રહે નહી અને એક બે વાર વાચતાંજ ખુદા પાક તરફ દીલ રજુ થયા વિના રહી શકતું નથી. એમાં સમાવેલી હીકાયતો મોઅતબર મઝહબી કિતાબોના આધારે છે અને ગુજરાતી ભાષામા એવું પુસ્તક આજ સુધી બહાર પડ્યુંજ નથી. આ સર્વ ખુબીયો હોવા છતા કી. માત્ર રૂા. ૧–૪–૦ પો જુદું આફ્રીકાવાસીયો માટે ત્રણ શિલીંગ.

**ગુજરાતનો સંક્ષિપ્ત વાર્ત્તારૂપી ઇતિહાસ**—( નિશાળોમાં ચાલતો અને દરેક મુસલમાનોને વાચવા લાયક ગુજરાતના ઘણા ખરા ઇતીહાસોમાં મુસલમાનોને લગતી હકીકત ઘણીજ થોડી અને અપુર્ણ જોવામાં આવે છે. મુસલમાન વિદ્યાર્થીઓને ગુજરાતમાં લાંબા વખત સુધી ચાલેલા મુસલમાની રાજ્યની હકીકત જાણવાની ઘણીજ જરૂર છે. આવા ઇતીહાસની ગુજરાત અને કાઠીયાવાડમાં ખાસ જરૂર છે માટે આ ટુંકો વાર્તા રૂપી ઇતિહાસ ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યો છે. મુસલમાન વિદ્યાર્થીઓ માટે એક સરલ સંક્ષિપ્ત ઇતીહાસની ખોટ જણાતી હતી તે આથી પુરી પડશે. કીમત ૩–૦–૦ પોસ્ટેજ જુદું.

**સુલેમાન ઇબ્રાહીમ છાપખાનાવાળા—અમદાવાદ.**



માત્ર રૂપીઆ ત્રણમાં

## એક ઘડીઆળ.



જરા પણ અચકાશો નહિ
આજેજ ઓર્ડર મોકલો.

કારણ કે અમારૂં **ટીક-ટેક**

Regd Wall Clock **Tic-Tak.**

## ઘડીઆળ નિયમીત ટાઈમ આપે છે.

સર્વની પસંદગી પામેલું છે
અને તેમ છતાં ઘરના સુંદર શણગારરૂપ પણ છે.

### ફક્ત રૂપીઆ ૩



**તમને શું જોઇએ છીએ ?**

**જગવિખ્યાત 'બી' ઘડીયાળ.**

બધાને પસંદ પડયું છે અને ખુશીથી સર્વે જગ્યાએ વપરાય છે. ૩ વર્ષની ગેરન્ટી. સોંઘું હોવા છતા ફેન્સી અને સૌથી સરસ.

**કી. રૂ. ૧૨-૮-૦**

**૨૨ કેરેટ રોલ્ડ ગોલ્ડ વૉચ.**



આ ઘડીઆળ નવી સ્ટાઇલનું, ઉંચા સ્વીસ સાચા કામવાળું અને ક્રીસ્ટલ લાઇટના ગ્લાસવાળું છે. આકડાઓ અરેબીક કે રોમન છે કોઇ પણ